# યાદમાં!



જે નેકનામ,
મુરબીને તોલના
ભેસી બેહેસતનશીન
મનચેરજી દોરાબજી વકીલ
પોતે મીનોઇ જેહાનમા ખુશાનુદી
ભોગવી આ જેહાનમાં પોતાની પાછલ
અમને ગમમા ગીરફતાર કરી
ગયાછે તેમની પવીત્ર યાદમા
આ કમીનું પુસતક મોટા
હુશાનની લાગણી સાથ
અરપણ કરૂં છું.

શાપુરજી બેહેરામજી કાતરક.

તા૦ ૧ લી મે ૧૮૯૨.

If thou art worn and hard beset
With sorrows, that thou wouldst forget,
If thou wouldst read a lesson, that will keep
Thy heart from fainting and thy soul from sleep,
Go to the Woods and Hills! No tears
Dim the sweet look that Nature wears

LONGFELLOW.

# દિબાચો.



મારી **માહાબલેશ્વરની** ચોપડી એટલી બધી લોક પ્રીય થઇ પડશે એવી મને જરા પણ આશા ન હતી. મુંબઇ તથા દેશાવરનાં વરતમાન પતરોએ એ મારી ચોપડીની પરીક્ષા કરી ઘણું સારૂં મત જાહેર કરયું, તેમજ મારા વાહાલા અને કદરદાન મીતરો અને જાત ભાઇઓ તરફથી શાબાસીના કાગજો મલેલા જોઇ મને મારી મેહેનતનો બદલો પુરતો મલી ચુકો એમ હું માનું છું, અને તે સારૂં આએ પરસંગે વરતમાન પતરો તેમજ સરવનો ઉપકાર હું દીલોજાનથી માનવાની રજા લેવું છું.

મારી માહાબલેશ્વરની ચોપડી બાહેર પાડયા પછી મને ઘણી તરફથી ફરમાસ કરવામાં આવી જે મારા ફરસુદના વખતે **માથેરાન** અને **ખંડાલા**ની ચોપડી મારે કાહાડવી એ મારા મીતરોની ભલી સુચના મેં ઉપાડી લેવાને કબુલયું હતું અને પેહેલાં માથેરાન જઇ તયાંના દેખાવો વીગેરે નજરે નજર જોઇ ચોપડી બાહેર પાડનાર હતો, પણ તેટલામા કમનશીબે મારાં કુટુંબમાં એક દુઃખભરેલો બનાવ બનવાને લીધે મારી તે ઉમેદ હું બર લાવી શકયો નથી અને તેટલા વારમાં **માથેરાન**ના હેવાલની ચોપડી બાઇ ગુલબાઇ ફરામજી પાટકની કલમથી લખાઇ બાહેર પડેલી જોઇ હું બહુ ખુશી થયોછું.

**ખંડાલા** જે મુંબઇ શેહેરની નજદીક આવેલું છે તે જગાનો ઇતીહાસ, વીચીતર દેખાવ, આબો હવા વીગેરે ઉપર બહુ ધયાન આપી કેટલીક વીગતો મેં ભેગી કીધી છે તે એમની એમ મારા મીતરોને કામ લાગે એવી ઇચછાથી મેં આએ ચોપડી છપાવી બાહેર પાડીછે અને ઉમેદ રાખુંછું જે એ મારી માહાબલેશ્વરની ચોપડી જેવીજ ઉપયોગી થઇ પડશે.

શા૦ ફે૦ કા૦

ગીલડર સ્ત્રીટ,

મુંબઇ, તા૦ ૧૫ મી મે ૧૮૯૨.

# સાંકલિયું.



# ખંડાલા.

Nature I'll court in her sequestered haunts,
By mountain, meadow, streamlet, grove or cell,
Where the poised lark his evening ditty chants
And health and peace and contemplation dwell.
*Tobias Smollet.*

શીહાદરી પરવતનો એક ચોકસ ભાગ જે બોહોરઘાટને નામે જાણીતો થયલો છે તેની ટોચ ઉપર ખંડાલા આવેલુ છે, તે મુંબઇથી સુમારે ૭૫ માઇલ અને પુણાથી ૪૨ માઇલ દુર છે, અને દરીયાની સપાટીથી ૨૦૦૦ ફીટ ઉચું છે એની ઉતરે ઉલહાસ નામની ટેકડી, ઉગમણે નાની ટેકડીઓ, દક્ષીણ બાજુએ ભોમા તથા ઉંબરીની ટેકડીઓ અને પશચીમે ખુલુ મેદાન આવેલુ છે. બધી ટેકડીઓની વચમા ખંડાલા છે, તે પોતે ખુદ નાની ટેકડીઓનુ બનેલુ છે, જે ટેકડીઓ પર સરકારે તેમજ અંગરેજ અને પારસી માતબરોએ પોત પોતાના ખુશનુમા બંગલાઓ બાધેલા છે, અને વચમેના ખાડાઓમા ખંડાલાના રહીશોએ પોતાના ઝુંફડાઓ બાધયા છે, જે

# ખંડાલા.



Nature I'll court in her sequestered haunts,
By mountain, meadow, streamlet, grove or cell;
Where the poised lark his evening ditty chants
And health and peace and contemplation dwell.
*Tobias Smollet.*

શીહાદરી પરવતનો એક ચોકસ ભાગ જે બોહોરઘાટને નામે જાણીતો થયલો છે તેની ટોચ ઉપર ખંડાલા આવેલું છે, તે મુંબઇથી સુમારે ૭૫ માઇલ અને પુણાથી ૪૨ માઇલ દુર છે, અને દરીયાની સપાટીથી ૨૦૦૦ ફીટ ઉચું છે. એની ઉતરે ઉલહાસ નામની ટેકડી, ઉગમણે નાની ટેકડીઓ, દક્ષીણ બાજુએ લોમા તથા ઉંબરીની ટેકડીઓ અને પશચીમે ખુલું મેદાંન આવેલું છે. બધી ટેકડીઓની વચમાં ખંડાલા છે, તે પોતે ખુદ નાની ટેકડીઓનું બનેલું છે, જે ટેકડીઓ પર સરકારે તેમજ અંગરેજ અને પારસી ગ્રાતભરોએ પોત પોતાના ખુશનુમાં બંગલાઓ બાધેલા છે, અને વચમેના ખાડાઓમાં ખંડાલાના રહીશોએ પોતાના ઝુંપડાઓ બાધયાં છે, જે

આગલ ફ્કત ઘાસના છાપડાના હતા, પણ હાલમા તેમા કેટલીએક સુધારો કરી મજબુત પતરાના છાપડાના બનાવયા છે. આગગાડીની મારફતે માતર ચાર કલાકની આશાન મુસાફરી કરી ખડાલામા દાખલ થવાય છે. ફરસટ કલાસનુ રેલવે ભાડું ૩૪—૧૪—૦, બીજા વરગનું ૩૨—૭—૦ અને તરીજા વરગનુ ૩૧—૪—૦ પડે છે. હઇયા જી. આઇ. પી રેલવેવાલાવોનું એક સુંદર સટેશન બાધેલું છે, જ્યા દાહાડાની અને રાતની છ ગાડી આવતી અને છ ગાડી જતી આવજાવ કરવાને લીધે ઉતારૂઓને તેમજ હવા ખાવા આવનારાઓને મુંબઇ અથવા પુણે કોઇબી ધારેલે વખતે જવાને સવલ પડે છે. સટેશનપર ભાડેના ટાંગા તથા બીજી ગાડીઓ મલે છે, જેમા બેસીને પાચ મીનીટમા સઉ કોઇ પોત પોતાને બંગલે જઇ શકે છે.



# મુંબઈથી ખંડાલા અરધી સદીની આગમચ.



અરધી સદીની આગમચ મુંબઇથી ખંડાલા સુધી આવવાનો મારગ હાલમાં જેટલો સુતરો, સગવડનો તથા વગર ધાસતીનો છે તેવો ન હતો. આગગાડી મુંબઇમાં ચાલુ થઇ તેની આગમચ ખંડાલે આવવાનો રસતો મુંબઇના બાગંની સામએ આવેલી **પનવેલીની** ખાડીમાં થઇને બોટોમાં બેસીને આવવું પડતું, તે પછી પનવેલીથી પગ રસતે અથવા ગાડાંઓમાં બેસી **ખપોલી** ગામ તરફ આવી બોહોરઘાટ ચહડીને ખંડાલે અવાતું હતું, તે મારગ અતીશય ધાસતી ભરેલો હતો. ચોરો, લુતારાઓ, તથા ધારપાડુઓના હાથમાંથી મુસાફરો તથા રાહાદારીઓ સેહેજમાં બચી જતા, અને તે ઉપરાત જંગલી જનાવરોનો ઉપદરવ પણ બેહદ હતો. તે વખતે હાલ જે બાદશાહી રસતો મુંબઇથી છેક ખંડાલે થઇ પુણે અને શોલાપુર ચાલયો જાય છે, તે ન હતો. ખાડા, ખબોચીયાં, ગધેર, પાહાડની દરામની ખીનો, તથા બીજી હેરાનગતી પુશકલ હતી, પણ હાલમા અંગરેજ સરકારના મયાલુ અને અદલ રાજમા તે સરવે દુર અને દફે થયું છે. હમણા તમો ચાહો તો પગ રસતે મુંબઇથી ખંડાલે ફકત તરણ દીવસમાં આસાનીથી આવી શકો. રાત અને દીવસની મુસાફરી કરો તો તમોને કોઇ રીતની અલવર આવે એમ નથી. એ સરવે સુખ સારૂં આપણે અંગરેજ સરકારનો જેટલો ઉપકાર માનયે તેટલો થોરો સમજવો જોઇયે છે.

# બોહોરઘાટ અરધી સદીની આગમચ.



આગગાડી જ્યારે નહી હતી અને લોકોનું આવન જાવન મુંબઇથી પનવેલ, પનવેલથી ખપોલી અને ખપોલીથી બોહોરઘાટ ચહડીને હતું, તે વખતનો **બોહોરઘાટ** માતર એક દરામનો ડુંગર ઝાડીઓથી ભરેલો હતો, તેની ઉપર માતર પકતીઓ પરથી ચહડાતું હતું અને આજુબાજુની ખીનોમાં પડવાની ધાસ્તી બેહદ રાખવામાં આવતી હતી, તે ઉપરાંત ઝાડીઓમાં ચોરો તથા લુતારાઓ ભરાઇ બેસી રાહાદારીઓને ઇજા કરતા અને જંગલી જનાવરો પણ કેટલાએક જીવોની હાંની કરતાં હતાં. હાલમાં જે સુંદર રસતો ઘાટ પર બાંધી લીધો છે, તે ૧૮૩૦ ના સાલમાં **સર જાન માલકમ** જે તે વખતે મુંબઇનો ગવરનર હતો તેના વખતમાં બંધાઇ તઇયાર થવાથી, એજ ગવરનરે ખોલો મેલયો હતો, અને એ પરમાણે **કોનકન** તથા **દખનને** જોડી નાખવાનું માન વાજબી રીતે એજ ધુંધી ગવરનરને આપવામાં આવયું હતું.

તવારીખ પરથી માલમ પડેછ જે, મરાઠાઓ સાથે લડાઇ કરવા સારૂં પેહેલાં ઇસટ ઇનડીયા કંપનીના રાજમાં અંગરેજોને બે વખત મુંબઇથી પનવેલ, પનવેલથી ખપોલી અને ખપોલીથી બોહોરઘાટ ચહડી કુચ કરવી પડી હતી, તે વખતે બોહોરઘાટને દખનની કુંચી તરીકે

ગણવામાં આવતો હતો. સને ૧૭૭૮ ના સાલમા **કરનલ ઈગરટન** નામનો સરદાર સુમારે ૪૦૦૦ માણસની ફોજ લેઇ બોહોરઘાટ પરથી પેહેલ વેહેલો કુચ કરી ગયો હતો, તયાર બાદ ૧૭૮૧ ના સાલમા **કરનલ ગોડારડ** નામનો બીજો સરદાર સુમારે ૬૦૦૦ માણસનું લશકર લેઇ **પેશવા** સાથે કોલકરાર કરવા મુંબઇથી પનવેલ, ને પનવેલથી ખપોલી, થઇને બોહોરઘાટ પસાર કરવા સારૂં તે ખપોલી સુધી આવી છાવની નાખી પડયો હતો, પણ ચોકસ કારણોને લીધે તેને ખપોલીથીજ પાછું ફરવું પડયું હતું; તે વખતે બરાબર રસતાઓ નહી હોવાને લીધે લશકરને પોતાના સરનજામ તથા અસબાબ સાથે પાહાડ ચહડવાનું કેટલુ બીકટ તથા મુસકેલ હશે તેનો ખયાલ આપણે હાલ કરી શકયે છઇયે.

સને ૧૮૩૦ ના સાલમા બોહોરઘાટ પર ચહડવાનો કુશાદે રસનો **સર જાન માલકમે** ખુલ્લો મુકયો તયાર બાદ લશકરને પોતાના ભારે અસબાબ સાથ જાવ આવ કરવાનું સેહેલ થઇ પડયું. વનજ વેપારને મોહોટો ફાયદો થયો અને મુસાફરો તથા રાહાદારીઓને મોહોટું સુખ થયુ એમા જરાબી શક નથી. એ ઘાટ ચહડી આપણે ઉપર આવયે, કે **દસતુરી** નજદીક એક બાજુપર તકટી મારેલી આપણી નજરે પડે છે, જેની નકલ હું નીચે ઉતારૂં છુ:—

This Ghaut constructed by Captain Hughes
Was commenced on the 19th January
And opened on the 10th of November 1830
During the Administration
of
Major General the Hon'ble Sir John Malcolm, G C B,
Anno Domini
1830
The Road in the Ghaut was constructed
Which
By rendering the transit of Merchandize
On wheel carriages available
And
Thereby fascilitating an Intercourse,
Between the
Deckan and the Conkan
Secures to the Country
Permanent and Solid
Advantages
Actis Oevum Implet, non Signibus Annis

એ રસતાની મરામત દર સાલ કરવા સારૂ, ગાડી, ઘોડા, તથા બેલ ગાડાઓ, પાસેથી ચોકસ કર લેવામા આવે છે, ને તે કર લેવાની જગોને **દસતુરી** કરી કેહે છે.

**સર જાન માલકમ** એ રસતાથી થનારા ફાયદા માટે નીચે પરમાણે લખી ગયો છે.—

' It is impossible for me to give a correct idea of this splendid work, which may be said to break down this wall between the Conkan and the Deccan. It will give fascility to commerce, be the greatest convenience to troops and travellers and lessen the expense of European and other articles to all who *reside in the Deccan.*



## બોહોરઘાટ આગગાડીનો રસતો.



આગગાડીની સરૂઆત પેહેલ વેહેલી સને ૧૮૫૩ ના સાલમા થઇ, જે વેલા મુબઇથી **ઠાણા** સુધી ગાડી ચાલુ કીધી હતી, જે સુમારે ૨૨ માઇલની મુસાફરી હતી. તયાથી કેટલુ એક મજબુત કામ અને આજુ બાજુની દેવાલો બાધી લેઇ આગગાડીની સડકને **કલીયાંની** વેર લેઇ જવામા આવી, જે મુબઇથી ૩૩ માઇલ દુરછે. તયારબાદ કલીયાનીથી ૨૦ માઇલ દુર **નારલ** અને નારલથી ઘાટની નીચે **પલસાદરી** નામના સટેશન સુધી રેલવે બાધવામા આવી હતી જેનુ કામ મી૦ જમશેદજી દોરાબજી નાએગામવાલાએ કીધેલુ' કેહેવાયછે, જે બે વરસમા પુરૂ કીધુ' અને પલસાદરી સુધી આગગાડી સને ૧૮૫૬ ના સાલમા ચાલુ કરવામા આવી, પલસાદરીથી **ખપોલી** સુધીની એક બીજી લાઇન સુમારે ૭ા માઇલની બાધવામા આવી હતી જે હજુર સુધી સારી હાલતમા રાખવામા આવીછે.

બોહોરઘાટ પરથી આગગાડી લેઇ'જવાની યોજના જી. આઇ પી રેલવેના એક બાહોશ અને ચ ચલ ઇજનેર **મી૦ બરકલીએ** પેહેલ વેહેલી સોધી કાહાડી. એ યોજનાઓ જુદી જુદી કીસમની હતી. તેના હજારો પત્રાનો અને ખરચના અડસતાઓ હતા, અને કેઇ યોજના પસ દ કરવી તેના વીચારમા નજદીક ચાર વરસ નીકલી ગયા હતા,

# બોર ઘાટ.

રીવરસીંગ સ્ટેશનપરથી
ખંડાલા તરફ આગગાડી
કેમ પસાર થાએ છે
તેનો નકશો.



ભોરઘાટ આગગાડીનો ભુગડો તથા તેમાંથી પસાર થતી ટરેનનો દેખાવ

એ આખા બોહોરઘાટમા બધા મળી ૨૫ ટનલો અથવા બુગડાઓ આવેલાછે, જેમાના નબર ૧૩ તથા નબર ૨૪ ના બુગડાઓ ઘણા લાબાછે એ બધા બુગડાઓની લબાઇ સુમારે ૨ા માઇલની ઉપરની થના જાય છે તથા આઠ મોહોટા ગજાનર પુલો બાધયા છે જે ૧૫૦ ફીટથી વધુ ઉડાનમાછે એમાનો એક પુલ "માહુ કી મળી" નામનો પાછલથી પડી ગયો હતો, જે મોહોટા ખરચે સને ૧૮૬૯ ના સાલમા ફરીથી બાધયો હતો

આખા ઘાટની અદર દબલ લાઇન નાખેલી છે રેલવેનાલાઓને એ ગજાનર કામ પાછલ ૧૧,૦૦૦૦૦ પાઉડનો ખરચ થયલો કેહેનાયછે, અને રાત દાહાડો નજદીક સાત વરસ સુધી કામ ચલાવી સને ૧૮૬૩ ના સાલમા તે પુરૂ કરી, આગગાડી તેની ઉપર ચાલુ કરનામા આવી હતી

કરજતથી નીકલતાજ એ આખો ઘાટનો રસતો, કોઇબી આગગાડીપર મુસાફરી કરનાર શખસે, જોયા વગર પસાર કરવો નહી, એની મારી ભલામણછે એ રસતાનો દરેક વારનો છેટે ઇનજેનેરી અકકલ, બાહોશી, ચચલાઇ અને ચપલાઇનો એક નાદર નમુનો છે લાબા બુગડાઓ, ઉડા પુલો ઉપરાત બીજા બેહદ કામો રેલવેવાલાઓએ કીધેલા છે કેટલીએક બાજુપર ખાહીવાલી જગાપર મટોડાની ભરણી કરી, આજુબાજુ મજબુત પથરની દેવાલો બાધી લીધી છે, જે સુમારે ૭૫ ફીટ ઉચીછે કરજતથી ચીવરસી ગ સુધી ૧૮૩૦ ફીટ ઉપર ને ઉપર ચહડતી ગાડી એક કલાકમા



બોરઘાટ આગગાડીનો બુગડો તથા તેમાથી પસાર થતી ટરેનનો દેખાવ.

આવી પુગે છે, અને એક આગલ તથા એક પાછલ એમ બે ગંજાવર અને મોહોટા બલવાલા એનજીનો જેને "ઘાટ એનજીન" કરી કેહેછે, તે આગગાડીને ઉપર ખેંચી લેઇ જવાને કામમા લગાડે છે. એ દરેક એનજીનની કીમત ૩૭૫,૦૦૦ ની હોયછે, તેની ઉપરના ડરાઇવરો કસાયલા ઇજનેરોછે, જેઓને મુખય કરી એ કામ સારૂં મોહોટો દરમાયો આપી ખાસ વેલાતથી બોલાવેલાછે.

**સેફ્તી લાઈનો**—કરજતથી નીકલી સુમારે ૪ માઇલ ચહુડયા પછી જમના હાથપર એક બીજી લાઇન જતી હોય તેમ આપણને માલમ પડેછે, તેજ પરમાણે રીવરસી ગ સટેશન છોડી આગલ આયા કે જમણા હાથપરજ એક લાઇન ઉચી ટેકડીપર બાધી લીધેલી દેખાયછે. તરીજી લાઇન ખ ડાલા સટેશન નજદીક આવી પુગતાજ જમણા હાથપર બાધી લીધેલા બંગલાઓ તરફ ઉચી ટેકડીપર લેઇ જવામા આવીછે, એ લાઇનોને "સેફ્તી લાઇન" કેહેછે. એ લાઇનો બાધવાની મતલબ એટલીછે જે લાનો-લીથી ઉતરતી ગાડી ખંડાલે આવી પુગતાજ તે એકદમ જોસબંધ ઉતરેછે, અને એવીજ ઉતરાણવાલી જગાઓ ઉપર આગગાડી એકદમ ધસી ન જાય, તેની સંભાલ લેવામા આવી છે. એ સેફ્તી લાઇનો નજદીક સીગનલો રાખવામા આવીછે, એટલે ગાડીનો ડરાઇવર તે સીગનલ આગલ આવી પુગો કે થોડેક છેટે દુર, તેને પોતાનું એનજીન એકદમ ઉભું રાખવુ જોઇયે અને સીગનેલર જોય કે ડરાઇવરના અખ-તયારમા તેનું એનજીનછે, તો પછી તે "લાઇન કલીયર"

આપે કે ડરાઇવર આગલ જાયછે. અગરજો ડરાઇવરના હાથમા એનજીન રહયું નાહી હોય, ને આગગાડી પુર જોરથી ઉતરાંણપરથી ઉતરી જાય, તો મેન લાઇનપર ન જતા તે ગાડી સીધી સેફટી લાઇનપર ચાલી જાયછે જેથી અકસમાત થતો બનચે છે.

**કંટરાકટરો**—બોહોરઘાટનો હેવાલ આપતી વખતે, જે ચંચલ અને ઉમગી કંટરાકટરોએ, એ માહાભારત, હેરતભરેલું, અને દુનીયામા વખાણાયલું, કામ માથે લેઇ પાર પાડી આપયું તેઓને આપણે વીસરી જવા જોઇયે નહીં. એ કામનું કંટરાકટ પેહેલ વેહેલું ૧૮૫૫ ના સાલમા મી૦ ફેવીએલ નામના અંગરેજને આપવામાં આવયું અને ૧૮૫૮ ના ચોમાસામા ખંડાલાથી **લાનોલી** સુધી બે માઇલનો રસતો તઇયાર કરીને પર ગાડીઓ ચાલુ કરવામા આવી હતી. કાઇ એક સબબોને લીધે મી૦ ફેવીએલે ૧૮૫૯ મા એ કામ પડતું નાખયું, જયાર બાદ રેલવે વાલાઓએ પોતાના ઇન્જનેરોની મારફતે કામ આગલ ચલાવયું, પણ તેજ સાલની અંદર રેલવે કંપનીના ડીરેકટરોએ મી૦ ટરેડવેલ નામના એક અંગરેજને પાછું કંટરાકટ આપયું, માઠા ભાએગે મી૦ ટરેડવેલ હીંદુસતાનમા આવી કામ સરૂ કીધું નહી કીધું તેટલા તાપના મરજથી ખંડાલામાજ મરણ પામયો હતો. મી૦ ટરેડવેલની ઓરત ઘણી બાહોશ અને ખબરદાર બાણુ હતી, જેણીએ આએ ન ધારેલા પોતા પર પડેલા ગજબ છતા, આખું કામ હીમતથી પોતે ચલાવવા માડયું, અને

તેને સરનજામ પોહોચાડવા સારૂં મીસીયરસ **આડમસન** અને **કલાઉઝર** નામના બે હુશીયાર ઇન્જનેરોને પોતાના કારભારી બનાવી કામ ધમધુકાર આગલ ચલાવયું, જેઓએ પોતા પાછલ, નજદીક પચાસ હજાર, કામદારોની અસાધારન મોહોટી સંખયા રાખી, સાત વરસ સુધી રાત અને દીવસે કામ ચલાવી, સરવે ફતેહમંદી સાથે સરનજામ ઉતારી આપયું, વાસતે જો કોઇનેબી તારીફ ઘટે, તો તે એન્જ ચંચલ ઇન્જનેરો, મીસીયરસ આડમસન અને કલાઉઝરને ઘટે છે; જેઓ પોતા પાછલ સારૂં નામ મેલી ગયા છે એમ કેહેવામા કાંઇ ખોટું નથી. દરેક કામ બજા લાવવાને કેટલી જેહેમત, રંજ અને તકલીફ પડી હશે તેનો ખયાલ નજરે, એ આખો ઘાટ, જોયા વગર કરી શકયે નહી. બોગદાઓ કોતરવા, પુલો બાધવા, લાઇનને સરખી કરવા વતરોગે સેકડો કામોના હજારો નકસાઓ ઉપર ધયાન આપવું પડતું હતું, અને હજારો રૂપયાનું દર રોજ વેહેચાણ જંગલમા કરવું પડતુ હતું. એ સધા તરફ ખયાલ કરતા આપણ કહી શકયે છઇયે, જે એ ઇન્જનેરોને પુરતી રીતની સાબાશી ઘટે છે. મી૦ બરકલી ઇન્જનેર જેણે એ ઘાટ પરથી ગાડી લેઇ જવાની યોજના કીધી તેને વાસતે એમ કેહેવામા આવે છે, જે એ યોજના પાર પડયાની થોડો વખત આગમચ, તે ગુજરી ગયો હતો, તેથી તેના માનમા મુંબઇમા ભાયખલા તરફ રેલવેના ડરાઇવરોને રેહેવાની જે કુશાદે મોહોટી એક મજલાની ઇમારત છે તેનું નામ "બરકલી પલેસ" કરી આપવામા આવયું હતુ.

એ બાહોશ ઇન્જનેર જેવો પોતાના ધંધામાં કુશલ હતો તેવોજ ઘણો છટાદાર બોલનાર પણ હતો. ટાઉનહાલમાં જારે પેહલા સર જમશેદજી જીજીભાઇ બારોનેટની બોહોલી ને જાતીભેદ વીનાની સખાવતના બદલામાં તેવણનું જીવતાં જીવત મોહોટું બાવલું બનાવવા સારૂં મુંબઇના સરવે વતનીઓની તે વેલાના ગવરનર લોરડ એલફીનસટન ના પરમુખપણા હેઠલ જ્યારે એક મોહોટી દબદબા ભરેલી સભા ભરાઇ હતી, તયારે એ મી૦ બરકલીનું ભાશાંણ એવું તો રસીલું અને એવું તો જોસ ભરેલું તથા અલંકાર શબદોમાં કરવામાં આવયું હતું, કે તેની યાદદાસત આજેબી તેના શરોતીયોના ધયાનમાથી નીશરી ગઇ નથી. આવા એક નામાકીત પુરૂશનું નામ અને કીરતી જલદી વીસરાવી જોઇતી નથી.

**ખંડાલાના ફોજદાર**—આએ પરસંગે આપણને એક લાયકીવાલા તથા બાહોશ પારસી ગરહસથની જીવ સતોસતની નોકરી પણ ભુલી જવી જોઇતી નથી. એવું સાંભલવામાં આવયું છે, જે સને ૧૮૫૮ ની અંદર, જ્યારે બોહોરઘાટના બોગડાઓનું કામ પુર જોસમાં ચાલતું હતું, તે વખતે ખંડાલાની અંદર હજારો કામદાર માણસોની વસતી હતી અને ચોરી, લુંટફાંટ બેશુમાર થતું હતું, તે વખતે અંગરેજ સરકારે મી૦ બેહેરામજી દાદાભાઇ (જેઓ પાછલથી મુંબઇના રેજીસટરારનો માન ભરેલો હોધો મેલવવાને ભાગયશાલી થયા હતા) તેઓને સપેશીયલ ફોજદાર અને જોઇંટ પોલીસ આફીસર

તરીકે નેમયા હતા તથા માજીસટરેટની સતા તેઓને આપવામાં આવી હતી. મી० બેહેરામજીએ પોતાની તે નોકરી ઘણી બાહાદુરીથી, ચાલાકીથી અને ઘણીવાર પોતાનો જીવ જોખમમાં નાખીને બજાવેલી કેહેવાય છે. યુરોપયન સોલજરોની તે વખતે આવવા જવાની ધમાલ તેમજ રેલવેના સેંકડો ડરાઇવરો, ગારડો વીગેરેની ખંડાલા તરફ આવવા જવાની ધમાલ બેહદ હતી, અને હજારો કામદારોને રાજી રાખી એઓએ પોતાનો ઓધો એઓના ઉપરીઓની અતીશય પરસનતા મેલવી બજાવયો હતો, જે બાબેની સાબેતી સરકારી દસતાવેજોમાં મોજુદ છે. એ પરમાણે આએ માહાભારત કામની વખતે સમાધાની રાખવાની બજાવેલી સેવાની નોંધ જાલવી રાખવી જોઇયે છે.



## ખંડાલાની હવા.



Sir James Mackintosh paid a visit to Poona in 1805 When he arrived at Khandalla he felt, as every man had done, a sense of relief from the unmitigated heat in the plains below.

ઉપલા સખુનો એક અંગરેજ ગરંથકાર લખી ગયો છે, અને એ દરેક બોલોની સાબેતી આએ આગમચની થઇ ચુકી છે. ખંડાલાની હવા સામટી રીતે લેતાં દરદીઓના હકમાં તેમજ નબલા બાધાના શખસોના બાબમાં ફાયદા ભરેલી છે. ખંડાલા દરીયાની સપાટીથી ૨૦૦૦ ફીટ ઊંચું છે. હઇયા અંગરેજ સરકારે એક કુશાદે ટેકડી ઉપર પોતાના યુરોપયન સીપાઇઓને હવા ખાવા સારૂં સેનીટેરીયમ બાંધયું છે. મુંબઇની યુરોપયન જેનરલ આસપીટલવાલાઓએ એક ઊંચી ટેકડી ઉપર પચાસ હજાર રૂપયા ખરચી એક સુંદર "કાનવેલેસેંટ હોમ" સથાપયું છે. સેંટ મેરીઝ તથા સેંટ ઝેવીયર વાલાઓએ હજારોનો ખરચ કરી ખંડાલામાં સરસ જગાઓ ઉપર સેનીટેરીયમો બાધેલાં છે. મરહુમ પેહેલા સર જમશેદજી જીજીભાઇ બારોનેટે પોતાના જાતભાઇઓનાં ભલાં માટે એક કુશાદે ધરમશાલા બાંધી છે. અંગરેજ સરકારે અંગરેજો સારૂં એક મુસાફર બંગલો રાખેલો

છે, એ સંધું દેખાડી આપેછે જે મુંબઇની નજદીક છે. ચાર કલાકના રસતા પર આશાન મુસાફરી કરી સેહેલાઇથી અવાએ જવાએ તેવી હવા ખાવા લાયકની ટેકડી તે **ખંડાલાજ** છે.

તા૦ ૧૨ મી જુનથી ઘણું કરી ચોમાસું સરૂ થાય છે તે તા૦ ૧૫ મી સપટેમબર સુધી રહે છે. ચોમાસામા ખંડાલાની અંદર ભારે વરસાદ પડે છે. આગલા વખતમાં જયારે ઝાડીઓ પુશકલ હતી, તે વખતે નજદીક ૩૫૦ ઇંચ વરસાદ પડતો હતો, તેમાં મોટો ભાગ જુલાઇ અને આગસટ મહીનામાં પડતો હતો. હાલમાં ૨૦૦થી ૨૫૦ ઇંચ વરસાદ નોધવામાં આવે છે. સપટેમબર માસમાં વરસાદ કમતી થઇ જરા ઉઘાડ આપેછે, જે વખતે આજુબાજુના તથા ટેકડીઓના દેખાવો તદન લીલા રંગના હોય છે અને તે ઘણા ખુશનુમા લાગે છે. ચોમાસામાં ખંડાલાની હવા સરદ હોય છે ને રેહેવા લાયક હોતી નથી, પણ જે લોકોને નોકરીસર રેહેવું પડે છે તેઓ ઘણી સંભાલથી ઘરમાં સગડી રાખી રેહે છે, અગર તેમ ન કરતા જરા ગફલતી થાય છે તો "રીહુમેતીઝમ"નું દરદ લાગુ પડે છે, જેથી પાછલથી ઘણી હલાકી ભોગવવી પડે છે. ઘણા સાહેબો સપટેમબર માસમા ખંડાલે આજુબાજુના દેખાવો તથા ઘાટપરથી ખીનમાં ધોધબંદ પડતા પાણીના ધબધબાઓ જોવા સારૂં આવે છે. તા૦ ૧૫ મી સપટેમબરે ચોમાસું આખર થયલું ગણાય છે, પણ તે વખને સરદી હોવાને

લીધે પહરાણાઓ તા૦ ૫ મી અક્ટોબરથી ખંડાલે જવાનું શરૂ કરે છે. અક્ટોબર, નવેમબર, ડીસેમબર અને તા૦ ૧૫ મી જાનેવારી સુધી ખંડાલાની હવા ઘણી ખુશનુમાં હોય છે, તે વખતે થંડીની લેહેકી સારી પડે છે અને માણસની તનદરોસતીના બાબમાં ઘણી ફાયદા ભરેલી હોય છે. જાનેવારીની આખર થતાં ઉગમણનો પવન એટલો તો જોરમાં ફુંકે છે જે બંગલાઓની બહાર ફરવા હરવાનો કંટાલો લાગે છે, અને માણસની તનદરોસતી બગાડે છે; એવો પવન ફેબરવારીની તા૦ ૧૫મી સુધી ફુંકે છે. ખંડાલાની ગરમીની મોસમ તા૦ ૧૫ મી મારચથી શરૂ થઇ તા૦ ૧૫ મી જુને ખતમ થાય છે. મારચ માહીનો જરા ગરમ હોય છે, પણ એપરેલ અને મે માસમાં દક્ષીણ તરફનો થંડો પવન ફુંકે છે, અને હવા ઘણી ખુશનુંમાં લાગે છે. ખંડાલાની બે મોસમ ગણાય છે. એક થંડીની મોસમ જે અક્ટોબરથી ડીસેમબર સુધી હોય છે, જે વખતે બંગલાઓ સસતા ભાડે મલે છે. બીજી ગરમીની મોસમ મારચથી જુન તા૦ ૧૫ મી સુધી હોય છે. એ વખતે આજુબાજુ પરથી અંગરેજ લોકો ખંડાલામાં ઉતરી પડે છે અને બંગલાઓ બધા ભાડે જાય છે, જેનું ભાડું રૂ૫૦૦ થી રૂ૧૦૦૦ સુધીનું હોય છે. ખંડાલાની હવા દરદીઓના બાબમાં ફાયદા ભરેલી જણાયલી છે. હાંફણવાલા માણસોને એ ટેકડીપર આવી વસવાથી એ નાપાક દરદનો જોર ઘણો કમતી થાયછે, જેથી દરદી બેચેન ન રેહેતાં સારી

તનદરોસતી ભોગવે છે. ખહીના બુરા મરજની શરૂઆત જે શખસને થતી હોય તેને ડાકટરો ખંડાલે જવાની ભલામણ કરે છે, જયાં લાંબો વખત રેહેવાથી દરદને નાબુદ થવાનું ઘણું કરી કારણ મલે છે. તાપથી રીબાતાં લોકોને ખંડાલાની હવાથી ફાયદો થયલો છે. તાપથી રીબી ઘણી નાતવાંન તબીયત ભોગવનારા શખસો પાંછા તનદરોસત થયલાના ઘણા દાખલાઓ મલે છે. "ગાઉત"થી પીડાતા લોકોને અકસીર કરી રાહાત મલે છે. પાચન શકતી બગડવાથી જે જે રોગોની શરૂઆત થાય છે તે ખંડાલાની હવાથી દફે થાય છે. હારટ લીવર, અતેસાર તથા મરડાથી પીલાતાં લોકોએ ખંડાલે જવાનો વીચાર કદીબી કરવો નહીં. હઇયાંની હવા તેઓના બાબમાં ઘણી નુકસાનકારક છે.



## ખંડાલાનું પાણી.



ખંડાલાના નીરમલ સવચછ અને હજમીયત પાણીની તારીફ કરવામા આવેલીછે. માહાબલેશવર સેનીટેરીયમનાં પાણીની માફક ખંડાલાના પાણીમાં "લોખંડ" નો ભાગ થોડો યા ઘણો આવેલો છે કે નહી તેની તપાસ કરાવવા સારૂં ખંડાલામા આવેલા જાણીતા "મોર ટાંકાં" ના ઝહરાનુ પાણી, મુંબઇવાલા જાણીતા કેમીસટો મીસીયરસ કેમપ અને કુંપાણી ઉપર મોકલાવી આપયું હતું જેનો આવેલો રીપોરટ સદાબરો નીચે આપું છું. એ પાણી તપાસતા તેની અંદર **લોખંડ**નો ભાગ મલ્યો નથી, તોપણ એ પાણી પીધાથી બીમાર માણસોને ફાયદો કરયા વગર રેહેતું નથી. એ પાણી પીધામાં લેહેજતદાર લાગેછે. ખંડાલાના તલાવનું પાણી તયાના રહીશો પીધામા તેમજ બીજા વપડાસના કામમા વાપડેછે.

* જી. આઇ. પી. રેલવે કંપનીએ બાધેલા **લુસીના તલાવ**નું પાણી નલોની મારફતે લાનોલી, ખંડાલા અને રીવરસીંગ સુધી મોહોટો ખરચ કરી લેઇ જવામાં આવયુ છે, તે પાણી ખંડાલામા માતર રેલવેવાલાઓનાં વપડાસ જેટલુજ આપવામા આવેછે, તેમજ જો કોઇને જરૂર પડે તો ચોકસ ફી લેઇ પાણી વપડાસે સારૂં આપેછે. એ તલાવનુ પાણી આપણા વીહાર, તુલસી, અને

તાનસાનાં તલાવો જેવુંજ પીધામાં લાગેછે. **મોર ટાંકાં** નાં પાણીની ઘણી તારીફ કરવામાં આવેછે. એ ટાંકું સર જમશેદજીના બંગલાની જરા દુર રીવરસીંગ તરફ જતાં જમનાં હાથપર સરકારે બાંધી લેઇ તેમાં ઝરાનાં નીરમલ પાણીનો જમાવ કીધોછે. ખાંનગી બંગલાઓમાં કુવાઓ બાંધેલા જોવામાં આવેછે, તે તીસથી પચાસ ફીટ ઉંડા હોયછે; પણ કેટલાએક કુવાઓમાં ઝરા નહી લાગવાને લીધે ફકત વરસાદનું પાણી તેમાં જમાવ થઇ રહેછે, જે ગરમીમાં ઘણાખરા સુકઇ જાયછે. મીડી—લાડજ· બંગલાના કુવાની અંદરથી **વીનડ મીલ** અથવા પવન ચકકીની મારફતે નીચાંણવાલી જગામાંથી ઉંચે બંગલાના કંપાઉડમાં પાણી લેતું કીધુંછે. એ મીલ અમેરીકન બનાવતનીછે, જે પવંનથી ચાલેછે અને દુરથી. તેનો દેખાવ ઘણો સારો લાગેછે.

## ANALYSIS OF KHANDALLA WATER.

Bombay,
7, Elphinstone Circle,
*March* 25, 1892.

I have made a careful analysis of a sample of water taken from the Moore well, Khandalla, and sent by Mr. S. B. Katrak. The water contains no iron and but a small proportion of solid salts. It is a spring

water of average quality. The following are the details of the analysis:—

| | |
|---|---|
| Free Ammonia............ | ·06 parts per mille. |
| Albumenoid Ammonia... | ·05 parts per mille. |
| Chlorine .................. | ·7 grains per mille. |
| Total Solids ............... | ·7 grains per gallon. |

J. J. PREBBLE,
Analytical Chemist,
Prize Medallist, &c., &c.,
FOR KEMP & Co., LD.



## ખંડાલાના ઝાડો.

ખંડાલાની ટેકડી ઉપર આગલ ઝાડી એટલી તો ચીકાર હતી, કે તે પસાર કરવા સારૂં આપણને એક મોહોટાં જંગલમાંથી જવું પડતું હોય એમ લાગતું હતું. તે વખતે ખંડાલાની હવા પણ ઘણી સારી કેહેવાતી હતી, પણ દલગીરીની વાત એટલી છે જે હાલમાં ઝાડી કાપી નાખી ખંડાલાના મોહોટા ભાગને વેરાંન બનાવયું છે, તો પણ ખીનોમાં તથા બીજી જગાઓ ઉપર ઘણા કીમતી અને દવાને ઉપયોગી થઇ પડે એવાં ઝાડો ઉગેલાં છે, જેનાં કેટલાંએક નામો હું મેલવી શકયો છું, તે નીચે પરમાંણે છેઃ—

**કરંજ**—આએ ઝાડના ફુલમાંના નીકલતાં બીયાંમાંથી એક જાતનું તેલ કાહાડે છે, જે ગરીબ લોકો ચામડીના દરદપર વાપરે છે.

**જાંબલ** અથવા જાંબુરના ઝાડો ઉપર વરસમાં એક વખત ફુલ આવે છે, જે લોકો ખાધામાં વાપરે છે એ જાંબુરના થરીયા મીઠી પીસાબ અથવા ડાએબીટીસ ઉપર એક અકસીર ઇલાજ હોવાને લીધે કેટલાએક તવંગર શેઠીયાઓ તથા ગાધીઓ જથાબંધ ખરીદ કરી સુકાવી તેનો પાઉડર બનાવી વાપરે છે.

**ઊ બર** નામના ઝાડપર ગરમીની મોસમમા લાલ રગના ફલ અનજીર જેવા થાય છે, જે ગરીબો ખાવાના કામમા વાપરે છે એ ફલને "ગુલેર" કરી કહેછે

**કરવંદા** અથવા જેને આપણ કરમડા કરી કહીંયે છઇયે તેના ઝાડો જગલમા બેહદ મલી આવેછે ગરમીની મોસમની શરૂઆતમા એ ઝાડોપર બેસુમાર કરમડા થાયછે, જે ગરીબો ટોપલાઓમા ભરી લાનોલી, ટલેગામના વીગેરેના બજારોમા વેચના લઇ જાયછે કરમડા થયાની આગમચ એ ઝાડોપર ચપેલી જેવા સફેદ ફુલો થાયછે જેનો વાસ જગલની અદર ઘણો આવકાર-દાયક થઇ પડેછે

**શીકાકાઈ** અથવા શેમડી—આએ નામથી આપણી પારસી બાનુઓ અનજાના નહી હશે શીકાકાઇના ઝાડો કદમા મોહોટા હોયછે ફેબરવારી માસમા ઘણુ કરી શીકાકાઇ ઝાડપર આવના માડે છે જગલ ખાતાવાલાઓ દર સાલ એ શીકાકાઇ મકતાથી વેચી નાખેછે અને ગરીબ લોકો તે વીણી લાવી મકતેદારનેજ આપેછે, તેથી સરકારને સારી આવક થાયછે બાનુઓ અને અકસીર કરી ગરીબો પોતાનુ માથુ તથા બાલો સાફ કરવામા શીકાકાઇનો ઉપયોગ કરે છે

**કોકમ** અથવા આબસુલના ઝાડો પણ મોહોટાં કદનાં હોયછે અને જંગલમા તે બેહદ ઉગેલાછે. ગરીબ લોકો કોકમ ખાધાના કામમા વાપરે છે.

**માહાડી**—આએ ઝાડ કદમા ઉંચા હોયછે, તે ઘણાખરા માહાર જાતના મુંબઇમા ઉગતા ઝાડોને મલતા હોયછે એ ઝાડપરથી તાડી નીકલેછે અને તેનો દર સાલ મકતો આપવામા આવેછે. એ તાંડી પીધામા ઘણી ગુનગારી હોય છે

**આંબાના** ઝાડો ખંડાલાના જંગલમા મલી આવે છે. એપર કેરી થાયછે, જે ઘણી ખરી ગરીબ માણસો બજારમા વેચે છે. એ કેરી ઘણી ખરી જંગલી હોયછે ને ખાવામાં ઘણી લેહેજતદાર રેહેતી નથી.

**આંમલી** અથવા ચીંચના ઝાડો આજુ બાજુ ખીનોમાં મલેછે.

**ઘેવડા** તથા ફાફતી નામના ઝાડો કદમા નાહાના થાયછે. એના મુલીયા દવાના કામપર વાપરે છે અને તાપપર તથા પેટમાના દુખારાપર તે અકસીર ઇલાજ કેહેવાય છે.

**પલસ** નામના ઝાડો ખંડાલાના જંગલમા મલે છે તે કદમા સાધારણ મોહોટા હોય છે. એ ઝાડપર વરસમા એક વખત ફેબરવારી માસમા ફુલના જુમખા થાયછે, જેનો રંગ અતીશય દીલને ખુશ

કરનારો ગોલાબી મખમલ જેવો હોયછે અને ખુદરતે જાણે જંગલનો સંનગાર કરવા એ આડો ઉગારયા હોય એમ લાગેછે. ગરીબ લોકો એ ફુલોને તોડી લાવી સુકવેછે અને તેને ઉકારી તેનો લાલ અથવા ગોલાબી રંગ બનાવેછે, જે રંગ પાકો હોયછે અને ધોયાથી જતો નથી.

**કુકર** નામના આડો ઉપર મોહોટાં લાલ રંગના ફુલ થાયછે, જે વાદરાઓ ઘણા ખુશીથી ખાયછે. એમાંના ઠરીયા ચાપાના ઠરીયા જેવા આવેછે, જે ગરીબો ભુંજીને ખાયછે.

એ ઉપરાત બીજાં ઘણી જાતના નાહાનાં તથા મોહોટાં આડો ઉગેલાછે તથા બાબુના આડો પણ છુટા છવાયા નજરે પડેછે.



# ખંડાલાના જંગલી જનાવરો તથા પક્ષીઓ.



ખંડાલામાં વાઘની બુમ ઘણું કરી વરસમાં એક બે વાર પડે છે અને બજારની નજદીકથી એકુ ગાય, ભેંસ અથવા બકરૂં ખેંચી જાય છે, પણ આગલ જેટલી વાઘની ધાસતી રાખવામાં આવતી હતી તેવી હાલમાં નથી. ઘાટપર તેમજ ખંડાલાની વચોવચમાંથી આગગાડી રાત અને દીવસ ચાલુ હોવાને લીધે તથા ઘાટ એનજીનોના જબરા મોહોટા અવાજથી હવે વાઘો વસતી તરફ આવવાની હીમત કરતા નથી. "ખરીઆ વાઘો" ઘણું કરી કુતરાઓનો શેકાર કરવા રાતની વખતે દેખાવ દીએ છે. રાતના બંગલાઓમાંથી બાહેર પડતી વખતે એક માણસના હાથમાં દીવાનું ફાણસ આપી સાથે લેવાની જરૂર છે. ખંડાલાની ખીનોમાં જયાં ઝાડી ચીકાર હોય છે તયાં વાઘ, ખરીઆ વાઘ, જંગલી દુકર, વાંદરા, કોહોલાં, શંન માજર, તરસ, વીગેરે મલે છે, જેનો શેકાર કરવા અંગરેજ શેકારીઓ માણસોનાં ટોલાં લેઈ જંગલોમાં દીવસોના દીવસો સુધી પડી રહે છે. સસલાં, ગોરવડ, પીસોલાં નામના નાહાના જનાવરોબી મલે છે. વેલાતથી તથા હીંદુસતાનના બીજા ભાગોમાંથી જે અંગરેજો શેકાર સારૂં આવે છે, તેઓ ખંડાલાના આજુબાજુના જંગલોની ભેટ લીધા વગર જતા નથી અને કાઇ નહી ને કાંઇબી શેકાર તેઓને હાથ લાગે છે.

મી૦ **લાયન** નામનો એક બહાદુર શેકારી ખંડાલાના હાટલનો આગલ માલેક હતો, તે શેકારનો ભારે શેખીન હતો અને તેણે ખંડાલામાં પુશકલ નાહાના તેમજ મોહોટા વાઘોને બેજાન કીધા હતા. તે જયાંબી ફરતો તે વખતે પોતાના બદન પર શેકારી પોશાક અને હાથમાં બંદુક લઇ ફરતો હતો. એ બહાદુર નર એક વખત એક વાઘનનો શેકાર કરતા મુશીબતમા આવી પડયો, અને તે જનાવર સાથે જબરી હાથો હાથની લડાઇ કરી હીકમતથી પોતે બચી શકયો, પણ તેના જખમથી થોડા દીવસની માંદગી ભોગવી મરણ પામયો હતો.

**સાંપો**નો ઉપદરવ ખંડાલામાં બેહદ છે, અને ટેકડીઓ પર ઘાસવાલી જગાપર ફરતાં હરતાં પુરતી સંભાલ લેવાની જરૂર છે. હમેશ સાંજને વખતે સાપો પોતાના દરમાંથી બાહેર નીકલી ઉપર ફરહર કરે છે, તે વખતે ઘાસવાલી જગા પરથી ફરવું જોખમ ભરેલું છે.

**પક્ષીઓ**—ખંડાલામાં મુંબઇના જેવાં કંટાલો આપનારા ચલીયાં નથી, પણ બીજાં રંગ બેરંગી સુંદર ચલીયાંઓ ઉડતાં દેખાય છે. બુલબુલ, "બલેક બરડ" તથા બીજાં પક્ષીઓ કોઇ કોઇ વાર નજરે પડે છે. કાગડાઓ સુધ કાળા રંગના ને મોહોટા કદના હોય છે. ખલીર તથા ચીલ નામના પક્ષીઓ ઘણું કરી ખીંનો ઉપર ભમે છે. જંગલી મરઘા તથા મરઘીઓ જંગલમાથી શેકાર કરી લાવે છે તે ખાધામાં મરઘી જેવોજ સવાદ આપે છે.

# ખંડાલાની જોવા લાયક જગયાઓ.



To sit on rocks, to muse o'er flood and fell,
To slowly trace the forest's shady scene,
Where things that own not man's dominion dwell,
And mortal foot hath ne'er, or rarely, been;
To climb the trackless mountain all unseen;
With the wild flock that never needs a fold:
Alone o'er steeps and foaming falls to lean;
This is not solitude; 'tis but to hold
Converse with nature's charms, and view her stores unrolled.

BYRON.

ખંડાલામાં મહાબલેશવરની માફક બાદશાહી રસતાઓ નહી હોવાને લીધે ઘણી ખરી જોવા લાયક જગયાઓ પગે ચાલી અથવા ઘોડાપર સવાર થઇ જોવા જવી પડે છે, અને એવી જોવા લાયક જગયાઓનો કાંઇ ટોટો નથી. ખંડાલામાં એકજ મુખય સરકારી સડક અથવા રસતોછે, જે છેક મુંબઇથી સરૂ થઇ પુણા તરફ ચાલયો જાય છે. એ રસતાને મુંબઇ અને પુણાનો રસતો કેહેછે. એ રસતાની મરાંમત અંગરેજ સરકાર દર સાલ કરતી હોવાથી તે ઘણો સારી હાલતમા રાખવામાં આવેછે. બીજા બે નાધલા રસતાઓછે, જે એક બરાખ તરફ જાયછે અને બીજો સીમેટરી તરફ જાય છે. ખંડાલામા મયુની-

સીપાલીટી નહી હોવાને લીધે નવા નવા રસતાઓ બાંધવામાં આવયા નથી, તેમજ જુદી જુદી પોઇંટો સોધી કાહાડવાનું માંન કોઇએ મેલવયું હોય એમ માલમ પડતું નથી, તો પણ પકતીઓપર જરા સંભાલથી ચાલીને જોવા જવાની જગાયોઓ બેસુમાર છે. સને ૧૮૩૦ ના સાલમાં આએ પાકો રસતો મુંબઇ ને પુણા વચે બાંધવામાં આવયો તેની આગમચ ખંડાલા એ એક ચીકાર ઝાડી વાલું માતર જંગલ હતું, જયાં ચોરોની તેમજ જંગલી જનાવરોની બેહદ ધાસતી રાખવામાં આવતી હતી. હાલમાં જંગલી જનાવરોની ઘડી ભર ધાસતી રાખવામાં આવતી હશે, પણ અંગરેજ સરકારના અદલ રાજમાં ચોર અને લુટારાઓના દોરને જડ મુખમાંથી ઉખેડી નાખયોછે અને મુસાફરો બીનદેહેસતે રાત અને દીન રસતેથી પોતાની મનજલ કાપયા જાય છે.

ખંડાલાની આજુ બાજુએ જુનાં અસલના કીલ્લાઓ, હજારો વરસના ગોફાઓ, ઝાડોનાં ગુંચડાઓ આવેલાં હોવાને લીધે તે જોવા જવા સારૂં અમીર ઉમરાઓ, તવંગરો, વચલે વાંઘેનાં અને ગરીબો ખંડાલે વારંવાર આવેછે. એમાંની કેટલીએક પરખયાત જગાયોઓ ખંડાલેથી દુર હોવાને લીધે તે જોઇ પાછું ફરતાં આખો દીવસ નીકલી જાયછે, અને કોઇ જગાયાઓ એટલી લાંબી હોયછે જે પાછું આવતાં બે દીવસ થાય છે. દુરની જગાયાઓમાં,

૧. કારલાના મોહોટા અને પરખયાત ગોફાઓ.
૨. ભાજાનો ગોફો.

૩. લોહોગડનો કીલ્લો.
૪. બેડસાના ગોફાઓ.
૫. સાકર પહારની ટેકડી અને ભુસીનો તલાવ.
૬. રાજમાચીનો કીલ્લો.

નજદીકની જોવા લાયક જગયાઓ—

૧. લાનોલી અને રાઇનું જંગલ.
૨. ભોમા અથવા ભીમા ટેકડી.
૩. સાડલની ટેકડી.
૪. ઉબરી અથવા જુબીલી હીલ.
૫. નાગફેની અથવા ડયુકસ નોઝ.
૬. રીવરસીગ સટેશન.
૭. ખપોલી અને તયા જવાનો પગ રસતો.
૮. એલફીનસટન પાઇંટ.
૯. વાઘઝાઇનું દેહેરું.
૧૦. શેઠ બેહેરામજી જીજીભાઇનો બગલો તથા આજુ બાજુના દેખાવો.
૧૧. જી આઇ. પી. વાલાઓનો બંગલો અથવા બાટરી હીલ.
૧૨. સેંટ ઝેવીયર સેનીટેરીયમ અને આજુ બાજુના દેખાવો.
૧૩. નવાબ ફકરૂલ મુલકની ટેકડી "સુફદંન હીલ"
૧૪. કાનવેલેસેંટ હોમ તથા આજુ બાજુના દેખાવો.
૧૫ સોલજરોની બરાખ ટેકડી તથા દેખાવો.
૧૬ સીમેટરી અથવા કબરસતાન

૧૭ જુનો શેક ૩૦ નં૦ જીજીભાઈનો બાગ
૧૮ ખંડાલાનો તલાવ
૧૯. ખંડાલાનુ બજાર
૨૦. સેઠ મેરીઝવાલાનુ સેનીટેરીયમ ટેકડી તથા દેખાવો
૨૧. કાચલદરાની ગઝાનર ખીન.
૨૨ જુનુ ખંડાલા ગામ
૨૩ રેલવે ટનલ અથવા વાગઝાઈનો બોગડો ના૦ ૨૪.
૨૪. સરકારી તથા ખાનગી ઇમારતો, બંગલાઓ, દેવલો વીગેરે.

એ સરવેનો વીગતવાર હેવાલ ઘણો ખરો નજરે નજર જોઇ મેલવયો છે, જે વાચનારાઓને આવકારદાયક થઇ પડશે એવુ ધારી આપયો છે.



## રાજમાચી.



ખંડાલે આવનાર પહેરોણાઓને રાજમાચીના કીલ્લા જોવા જવાની હું ભલામણ કરૂં છું, પણ ત્યાં જવાનો રસતો ખરાબ તથા બીકટ હોવાથી કોઇબી બાઇ માણસે ત્યાં જવાની પરયતન કરવી નહીં. તવારીખ પરથી માલમ પડે છે જે, આએ પુરાનો કીલ્લો સને ૧૬૪૮ના સાલમાં હીંદુ સરદાર શીવાજીએ બાંધયો હતો. એ કીલ્લો જાણે આખા કોનકનની અને આજુબાજુની નાધલી ટેકડીઓનો જાણે સરદાર હોય એમ માલમ પડે છે, અને કરજતથી આગગાડીમા બેસી આપણે અરધી મંજલ કાપીં એટલે દાબા હાથ પર તે આપણી નજરની આગલજ ભમયા કરતો હોય એમ લાગે છે. એવું કેહેવામાં આવે છે જે, ૧૬૪૮ ના સાલમા કલીયાની તરફથી બીજાપુરના મુસલમાન રાજાનો એક મોહોટો કાફલો પસાર થતો હતો, તે કાફલાનો સરવે માલ, ખજાનો તથા સરનજામ શીવાજી લુટી લાવી એ રાજમાચીના કીલ્લામાં ભરયો હતો. સને ૧૭૧૩ મા રાજમાચીનો કીલ્લો આંગરીયા નામના સરદારે લીધો હતો, જેને ૧૭૩૦માં બીજા પેશવા બાજીરાવને સંપુરદ કીધો હતો. બાજીરાવના સવાધીનમાં એ કીલ્લો લાંબો વખત રહેવા બાદ સને ૧૮૧૮ ના સાલમાં અંગરેજ તથા મરાઠાઓ સાથની બીજી લડાઇની વખતે કરનલ પરોધર નામના સરદારે

એ કીલ્લો હાથ કરી લીધો હતો અને તયાર બાદ એ જગા ઘણી ખરી વેરાન જંગલ થઇ પડી છે, જે જોયાથી દુનયાના ફેરતા ચકરનો અને સરવે ચીજની ચહડતી પડતીનો ખયાલ આપણને આવયા વગર રહેતો નથી એ રાજમાચીની ટેકડી દરીયાની સપાટીથી સુમારે ૨૭૦૦ ફીટ ઊચી છે, અને તે સુમારે ૧૦ માઇલ ખંડાલેથી દુર છે એ કીલ્લાની બે ટેકડીઓ આવેલી છે; એક વધારે ઊચી જેને **શરીવરધન** કરી કહે છે અને બીજી નીચી ટેકડી જેને **મનર નર્જન** અથવા મનને ખુશ કરનારી કરી નામ આપ્યું છે, અને એ ટેકડીઓની આજુબાજુ મજબુત અને ઊચી દેવાલો બાંધી લેઇ એક કીલ્લાની માફેક તેને ઘેરી લીધી છે તે દેવાલોમા આધરાઓ પાડી આગલ ટોપો ગોઠવેલી હોની જોઇયે એ ઘેરી લીધેલી જગયાની અંદર એક ચોકસ જગા ખેતીવાડી સારૂ રાખવામા આવી હતી, જે તેમા રેહેનારા લશકરને ઘાસ, દાનો અને લાકડા વીગેરે પુરૂ પાડતી હતી હઇયા ભઇરવનુ એક નાંધલુ દેહેરૂં છે તથા પથરના તરણ થાભવાઓ બતી મુકવા સારૂ બનાવયા છે, અને બે નાધલા ચમતકારીક દેખાવના પથરના કોટરેલા ઘોડાઓ જીન લગામ સુધા તઇયાર હોય તેમ પડેલા છે, જે ઘોડા ભઇરવ દેવને સારૂ તઇયાર રખાવયા હતા એમ કહા કહે છે. એ દેવલમા ભઇરવ તથા તેની બઇરી જોગેશવરીના પુતલાઓ છે, જે શીવાજી અને બાજીરાવ પેશવાએ ભેટ આપેલા કેહેવાય છે

શરીવરધન ટેકડીની આજુબાજુ તેમની દેવાલો બાંધી લીધી છે. એની દક્ષીણ બાજુએ એક ભાગી તુટી ગયલો દરવાજો છે, જેમાથી દાખલ થતાં ખડકમાં કોતરેલો એક ઓરડો માલમ પડે છે, જેને આગલ અનાજ ભરવાના કામમાં વાપરતા હતા. તેની પાસે એક મોહોટો કોતરેલો પાણીનો હોજ આવેલો છે. ઉતર બાજુની એક સાંકડી જગાપર ટેકડીની અંદર કોતરેલું એક પાણીનું ટાંકું છે, જે હમેસ છાયામાં રહેવાથી તેમાંનું પાણી ઘણું સવચછ અને હજમીયત હોય છે, અને તે પાણી કદીબી કમતી થતું નથી. બીજી જગાયાઓમાં દારૂગોલો રાખવાનું મકાન, માણસોને રેહેવાના ઝુંપડાં તથા ફોજના સરદારને રેહેવાનું ઘેર તથા બીજાં પાણીના ટાંકાં છે જે ઘણી માંઠી હાલતમાં પડેલાં નજરે પડે છે.

પશચીમ બાજુની દેવાલ પરથી આજુબાજુના દેખાવો ખચીત મનરંજન દેખાય છે, જે જોયાથી દીલ ખુશ થયા વગર રહેતું નથી. ઉતર અને દક્ષીણ બાજુએ શીહાદરી પરવતનો ભાગ સુસત થઇ પડયો હોય એમ દેખાય છે. હઇયાથી હરીશચંદરઘડનો પાહાડ ઉતર તરફ, લોજીઆ નામનો પાહાડ દક્ષીણ તરફ અને પાણીથી ભરેલી ખીનો અને ઝાડીઓથી ભરેલાં જંગલો પશચીમ તરફનાં ખુલ્લાં દેખાય છે. જમની બાજુપર જરા દુર જુઓ તો માહુલી, તુનગાર અને સાલસેટની ટેકડીઓ, ડાંબી બાજુપર જુઓ તો માથેરાન અને પરબલની પછવાડે મુંબઇનું બારૂં અને શેહેર નજરે પડી આપણા

દીલને બહુ રીઝવે છે. દાબી બાજુપર જુવો તો લાંબીને લાબી ટેકડીઓ નાગોઠના અને સાગરઘડ તરફથી જાઇ આલાબાગની પશચીમ બાજુએ મલેલી નજર પડે છે.

અલબતા એ સરવે મનરંજન દેખાવો જયારે આસમાન તદંન ખુલ્લું હોયછે તયારે આપણે ખુલ્લી આંખે જોઇ શકીયે છઇયે. આવો એક વખતનો પ્રેખયાત કીલ્લો આજે વેરાણ જગા થઇ પડયોછે, જે કીલ્લામાં આગલ સેકડો સીપાહો રેહી કોનકન અને દખંણની તકેદારી કરતા, જે કીલ્લાથી એક વખત આખું કોનકંન ધ્રુજતું હતું, તે કીલ્લા આજે પાયમાલ થઇ જંગલી જાંનવરો અને ઘુવડોનું રેહઠાણ થઇ પડયું છે.

રાજમાચીનો કીલ્લો જોવા જનાર સાહેબોને મારી ભલામણ છે જે, તેઓએ તયાં ભોમીયા અથવા ખબરદાર માણસ સાથે લીધા વગર તથા એક દીવસનું ખાવાનું અને સુવા સારૂં તંબુ વીગરે લીધા વગર જવું નહી. તયા જવાનો રસતો લંબાણ હોવાથી એક દીવસમાં ખંડાલે પાછું અવાતું નથી અને મોડેથી જંગલમાથી આવવાનું ધાસતી ભરેલું છે.



## કારલી અથવા કારલાના પ્રખયાત ગોફાઓ.

### તયાં જવાનો રસતો.



You look across the harbour and see mountains built for the human race, whose worn peaks have borne the shock of monsoon, tempest and the stress of wondering storms. There they stand eternal testimonies, cathedrals of nature, with their minarets pointing upto heaven, and their massive sides penetrated by gloomy silent caverns whose loneliness has attracted and shattered the persecuted worshippers of former centuries.

(Mr. Leewarner on the Influence of Nature on Literature and Politics.)

કારલી અથવા કારલાનાં જાંણીતા અને પ્રખયાત ગોફાઓ જોવા જવા સારૂં ખંડાલામાંથી ટાંગામાં બેસી સુમારે છ માઇલ મુંબઇ પુણા રસતાપરથી તેમજ લાંનોલી અને કારલી નાંમના જી. આઇ. પી. રેલવેનાં સટેશનો પરથી જવાય છે. પણ કારલી સટેશનપર ટાંગાવો અથવા ઘોડાઓ નહી મલવાને લીધે ખંડાલા અથવા લાંનાલીથીજ જવાનું ઘણું સવલ થઇ પડેછે. ખંડાલેથી એક કુશાદે રસતાપરથી છ માઇલની આશાંન મસાફરી

કીધા બાદ દાબા હાથપર વલાણુ લેઇ ખેતરોમાં પાડેલા રસ્તાપરથી કારલીના ગોફાવાલી ટેકડીની નીચાંણમાં આપણે જઇ પુગીયે છઇયે. હીયાં ટાંગાવો મુકી દેઇ પગે ચાલી અથવા ખુરસીપર બેસી સુમારે ૬૦૦ ફીટ ઉંચે પાહાડ ચહડવો પડેછે, જે ચહડવાનો રસતો ઘણોજ ઉભો, બીકટ અને ખરાબ હોવાને લીધે તયાં જવા સારૂં ઘણીજ સાહુચેતી વાપરવાની જરૂરછે. ખંડાલેથી કારલીની ટેકડીની નીચે જઇ પુગવાને સુમારે ૧॥ કલાક અને પાહાડ ચહડવાને પોણો કલાક લાગે છે. ખંડાલેથી ૬ માઇલ આવી પુગાં કે સડકની બેઉ બાજુએ "વનવન" નામનું એક ખુશનુંમાં ગાંમ આવે જે હીયાં મારવાડીઓની દુકાંનો તથા હીંદુઓનાં ઘેરો એક મોહોટો તલાવ અને ધરંમશાલા છે. તેની આગલ એક માઇલને છેટે દાબા હાથપર એક ઉંચી જગાપર મુસાફર બંગલો ઝાડોથી ઘંકાયલો આવેછે, જેમાં ગોફા જોવા જનારાઓ જતી વખતે યા પાછા ફરતી વખતે વીસાંમો લેછે. તેની એક માઇલ આગલ ચાલયા કે જમનાં હાથપર "કારલી ગામ" આવેછે, જેની અંદર મોહોટાં ઝાડોનું એક જંગલ આવેલું છે જેને "રાઇ" કરી કેહે છે. આએ ગામમાં એક હીંદુનું દેહેરૂં તથા તલાવ આવેલોછે અને આખાં ગામડાંનો દેખાવ નજદીકથી તેમજ દુરથી રલીયાંમણો દીસેછે. "કારલી" ગાંમ આગલ આવી પુગા કે મુંબઇ પુણા રસતો છોડી દેઇ દાબા હાથપર ખેતરોમાંથી જેવી ગાડીઓ પસાર થાયછે તેજ વખતે તુરત ગામડાંમાંથી ગરીબ લોકો દોડતાં આગળ આવેછે ને સાથે ખુરસીઓ લાવી આપણને

પાહાડની ઉપર લેઇ જવાની માંગણી કરેછે. કેટલાએક સાંમણના બોજાઓ માંથે લેઇ સેહેલાઇથી ચહડી જાયછે. પાહાડની નીચે "વીહારગાંમ" નામનું ગામડું આવેલું છે જયાં ગોફાના રાખનદારો ધોલીયો વીઝરે વસેછે, જેઓ દીવસનાં વારંમવાર ઉપર આવ જાવ કરેછે. ખંડાલેથી કારલે જવાનું ટાંગા ભાડું રૂ૩) અને ખુરસીનું ભાડું રૂ૧॥) આપવું પડેછે.

---

## કારલીનાં પાહાડ ઉપરથી નીચેનો દેખાવ.

પાહાડ ઉપર આપણે ચહડી રહયા કે ઉપરની બાજુ પર ઉભા રેહી નીચેનાં તેમજ આજુબાજુનાં દેખાવો જોવાની જરૂરછે. એ દેખાવો ઘણાં દીલપસંદ લાગેછે. ઇનદરાયની નાંમની બેહોલા વીસતારની ફલદરૂપ ખીણ સેંકડો ખેતરો, કુવા અને તલાવ સાથે એક મેકની પાસે પડેલાં જોઇ કોઇનું દીલખી મગ્નન થયા વગર રેહે નહીં. નીચેનાં ગાંમડાંઓ તથા ચાલતાં હાલતાં આદમીઓ એક રમકડાં સમાન દેખાયછે. લોહોવઢ અને વીસાપુર નાંમના પુરાંના કીલ્લાઓની ટેકડીઓ તથા શીહાદરી પરવતની બીજી હારબંધ ટેકડીઓ સકરપકારની ટેકડી સરવે આજુ બાજુ પુર દમાંમમા ઉભેલી દેખાયછે, તેઓની ઉપર ખુદરતે જાંણે ધુમસની ચાદર હોધાડી હોય તેમ આપણી નજરે પડી આપણું દીલ ખુશ અને મગ્નન કરીયા વગર રેહેતું નથી.

---

## ગોફાઓની બાહેરનો દેખાવ.

પાહાડ ચહડી રહયા કે પેહેલા આપણે એક નાંધલી ઘોર આગલ આવયે છઇયે, જે એક સાધુની ઘોરછે. એ ઘોર બાબે તયાના રહીશો કેહેછે, જે એક સાધુ ઘણાં વરસોની વાત ઉપર એ ગોફા આગલ રેહેતો હતો, અને પોતાનો વખત આએ દુનીયાનો અસબાબ છોડવાનો નજદીક આવેલો સમજી એ ઘોરની જગા આગલ આવી બેઠો, અને તયાંજ તેને ભુમીદા કરી ઉપર ઘોર બાધી લેવાને પોતાના ચેલાઓને કહયું, તે પરમાણે ચેલાઓએ પાછલથી એ સાધુના ફરમાવયા મુજબ એ ઘોર બાધી લીધી હતી.

ઘોરની આગલ બે કદમ દુર એક મારનું મકાન બાંધયુ છે જયા દાહાડામા ચાર વખત **નગારખાનુ** વજાડવામા આવેછે, જે વજાડવા સારૂં દસ માણસો પગારદાર રાખવામા આવેલાછે જેને અંગરેજ સરકાર તરફથી દર મહીને રૂ૫૦) મલીયા જાયછે. એ નગારખાનું મધરાતે, સવારે, બપોરે અને સાંજે વજાડવામા આવેછે. નગારખાના આગલ ચાલીયા કે ગોફાના "પોરચમા" આપણ જઇયે છઇયે, જયા આપણા જમણા હાથપર એક નાંધલુ દેહેરૂં અને ડાબા હાથપર કુવો આવેલો છે. એ દેહેરાને **એકવાઈરા** અથવા ભવાની માતાનું દેહેરૂં કેહેછે એ દેહેરાનો વહીવટ એક પ ચના હાથમા આપવામાં આવયોછે. હીયા એક તખતી મારેલીછે, જે પરથી માલમ પડેછે, જે એ દેહેરૂં મુબઇના એક ફરજનદાર નાગા

પેસુ વારલીકર, અને હરીપા મરનાવીરે, માહા શુદ ૫ ૧૭૮૮, અંગરેજી મારચ ૧૮૬૬, ના સાલમા બાધી હીંદુ ધરંમ પાલનારાઓ માટે ખુલ્લું મુકયું હતું. એ દેહેરાના પુજારીઓછે જેને ગુરવ કરી કેહેછે, જેઓ ઘણું કરી તયાજ રેહેછે. દેહેરાની મરામત દર સાલ કરવાને લીધે તે સારી હાલતમા રાખવામા આવયુંછે. એ દેહેરાની અંદરની બાજુમા ભવાની માતાની મુરતી રાખવામાં આવેલી છે, જેની પુજા કરવા ખસુશ કરી મેહેમ, વાદરા, દાનડા, વરલી, તથા સીવરી તરફના કોલીઓ આવી દાહાડાના દાહાડા સુધી પડી રેહેછે. દેહેરાની બાહેરની બાજુ નાધેલા મોહોટા મલી બાર ઘાટો તાગેલાછે, જે ભવાની માતાના દેવલને ભેટ આપયાછે તેમાનો એક મોહોટો ઘાટ વેલાતી બનાવતનોછે, જે ૧૮૫૮ મા એક કોલીએ ભેટ આપયો હતો. દેહેરાની સામેના કુવામાં હીંદુઓ પુજા કરવાની આગમચ નાહી ધોઇ પોતાના બદનને સાફ કરેછે. કુવાની પડોશમા એક ઘણો ઉચો સોલ ખુના કોટરેલો પથરનો ગ જાવર પીલર ઉભો કીધેલો છે, જેને મથાલે ચાર બાજુપર ચાર સહીઓ પથરના કોટરેલા બેસાડેલાછે. ભવાંની માતાના દેહેરાની જાતરા વરસમા એક વખત ચઇતર મહીનામા થાયછે, જે વખતે એ ઝાફાવાલી ટેકડીપર ફરી વલવાની જગા પણ મલતી નથી એટલુ લોક તયા ભેગુ થાયછે. હમણાં અંગરેજ સરકારે તયા જનારા જાતરાલુઓ પાસેથી દર માણસ દીઠ બે આના જગાત લેતી કીધીછે, જે નાણું કારલાના

ગોફા જોવા જનારાઓની સગવડ માટે એક રસતો બાધવામા વાપરનારછે એમ બોલાયછે.

પોરચની આગલ ચાલયા કે ગોફાના વરંનદામા આપણ દાખલ થઇયે છઇયે. આએ વરંનદાની અ દરનાં કોટરકામો તારીફ લાયકછે. આપણા ડાબા અને જમણા હાથની દેવાલોપર ગ જાવર કદના તરણ તરણ હાથીઓ પથરના કોટરેલા પાડેલાછે, તેમાના કેટલાકોની સુંનઢો ભાગી ગઇયોછે. કોઇ કેહેછે જે પાછલથી મુસલમાન રાજયમા એ ગોફાનાં કેટલાએક ભાગનો નાસ કીધો તે વખતની એ હાથીની સુંનઢો ભાજી નાખેલી હોવી જોઇયે. ગમે તેબી હોય પણ એ બનાવ ખચીત દલગીરી ભરેલો છે, કારણ તેથી સુંદર કોટરકામોનો નાશ કરવામાં આવયોછે. એ હાથીઓ ઉપર ઘણી ગમ **બુધાને** જુદા જુદા આકારમા બેસાડેલોછે, તેની આજુબાજુ તેનાં ચોબદારો ઉભા રાખયાછે તેની ઉપર તાજ, તખત અને બીજી મુરતીઓ ઉડતી પાડેલીછે. એ બુધાના ચીતરો ઉપર નકસીની કારનીસ પથરનીજ કોટરેલીછે, તેની ઉપર બે બારીઓ અને એક બારણું દેખાડેલુંછે, તેની ઉપર પાછી કારનીસ અને વલી બારી બારણા કોતરી છેક ઉપરના ભાગપર એક નાકેથી બીજે નાકે સુધી પથરની સીલંગ એવી તો સફાઇથી કોતરેલીછે, જે નીચેથી ઉભા રેહી તે તરફ નજર કરીયે તો તે કોતરનારની અકલપર આફરીન કરીયા વગર રેહેવાતું નથી.



કારલાના ગોફાના વરનદાની અંદરના કોતરકામોનો દેખાવ

# ગોફાની અંદરનો દેખાવ.

હીંદુસતાનમાંના ઘણા ખરા ગોફાઓમાં કારલીનો ગોફો મોહોટો ગણાય છે. દરવાજાથી તે પાછલી ભીત સુધી તેની લંબાઇ સુમારે ૧૨૬ ફીટ અને પોહોલાઇ સુમારે ૪૫ાા ફીટની છે. અંદરનું કોતરકામ બધું અંગરેજોના દેવલોને મલતું છે. વચમાનો ભાગ જેમાંથી આપણે ચાલી જઇયે છઇયે તે સુમારે ૨૫ાા ફીટ પોહોલો છે. જેની બેઉ બાજુએ પંદર પંદર પથરના કોતરેલા પીલરો મુકેલા છે, અને તેની પાછલની બેઉ બાજુની પાંખો સુમારે દસ દસ ફીટની પોહોલી રાખવામાં આવી છે. જમીનથી તે નીમ ગોલાકાર છાપરાંની અધવચ સુધી ગોફાની ઉંચાઇ આસરે ૪૫ ફીટની રાખવામા આવી છે. એમાના પીલરો ઘણા તારીફલાયક કોતરયા છે. જમીનની ઉપરની બેઠકો બનીના ઘાટ જેવી ગોલ બનાવી તેની ઉપર આઠ ખુણાના પીલરો બનાવી મુંકયા છે. પીલરોની ઉપરની ટોપીઓ નકસીની બનાવી તેની ઉપર બે હાથીઓને બેસાડેલા કોતરયા છે, જેની ઉપર એક મરદને એક ઓરત જુદા જુદા આકારમા બેસાડવામા આવયા છે. એ પરમાણે એકંદર આગલની બાજુના તરીસ પીલરો એક સરખા દેખાવના નજરે પડી આપણા દીલને ઘણાજ ખુશ કરે છે. ગોફાની અંદર સામી બાજુપર એક ગોલાકાર બે માલ જેવું ઉંચું તાબુતના જેવું મકાન છે, જેને "દાઘોબા" કરી કેહે છે. એ જગા દેવને બેસવાનું મથક કરી માનવામા આવે છે, એની

ઉપર એક લાકડાંની છતરી બનાવેલી છે, જે ઘણાં સાલની જુની હોવાને લીધે હવે ભાગવાની તઇયારી પર આવેલી દેખાય છે. દાઘોબાના પાછલા ભાગપર બીજા આઠ પીલરો તદન સાદી બનાવટના આવેલા છે. એ આખા ગોફાની ઉપર નીમ ગોલ છાપરૂં કોતરી લીધું છે. શીલીંગની નીચે લાકડાંની અધર લટકતી પટીઓ છે, જે ગોફાના વખતનીજ જુની છે એવું માનવામાં આવે છે, પણ હજુર જેને જરા પણ અલવાર આવી નથી, અથવા લાકડું સડીને ખરાબ થયું નથી એ ખચીત તાજુબ જેવું લાગે છે. એ લાકડાંની પટીઓ અધર કેમ લટકતી રાખવામાં આવી છે તેનો ખયાલ થઇ શક્તો

# બીજા ગુફાઓ.

આએ મુખય ગોફાના ડાબા હાથપર બીજા નાધલા અને સાદા ગોફાઓ માણસોને રેહેવા લાયક કોતરયા છે જેના બે માલ બનાવયા છે તે બેઉ માલોપર એક દીવાનખાનું તથા અંદર નાધલી કોથરીઓ બનાવેલી છે અને જયા જુવો તયા "બુધાને" ભીતપર કોતરી બેસાડેલો છે—એ કોતરકામો જોકે સાદા છે તોબી તારીફ લાયક છે.

# બેડસાના ગોફા.



બેડસાના ગોફા સુપાતી ટેકડી પર દરીયાની સપાટીથી ૨૨૫૦ ફીટ અને જમીનથી ૩૦૦ ફીટ ઊંચે ખડકલા સટેશનની દક્ષીણ, પશ્ચીમ બાજુ તરફ આવયા છે. એ ટેકડીની નીચે બેડસા નામનું એક ગામડું છે, જે પરથી એ ગોફાનુ નામ બેડસાના ગોફા કરી આપવામા આવયું છે. એ ગોફા હજારો વરસના જુના છે એમ માનવામા આવે છે. હઇયા કારલા સેટેશન અથવા ખડકલા પરથી થઇને જવાય છે, અને તયા જવા સારૂં એક હુશીયાર ભોમીયો સાથે રાખવાની જરૂર છે. હઇયા બે મુખય ગોફા છે જેના કોતરકામ પરથી માલમ પડેછે જે તે કોઇબી લાકડાની ઇમારતની તે નકલ હોવી જોઇયે. એમાના કોતરકામો નમુનાદાર અને જોવા લાયક છે. કેટલાએક હાથી અને બલદો પર મરદ તથા ઓરતોએ સવારી કીધેલા દેખાવો પાડેલા છે અને અ દર દાખલ થતા જમના હાથપર એક થાભલા ઉપર બે ઘોડાઓ અને તેની ઉપર એક મરદ અને એક ઓરત બેઠેલા પાડવામા આવયા છે. એ ઘોડાઓની કોતરની ઘણીજ ઉમદા છે અને તારીફ લાયક છે. જાણે આબેહુબ ઘોડાઓ ઉભા હોય એમ લાગે છે. ઘોડાપર સવાર થયલી ઓરતે

પોતાનો ડાબો હાથ ઊંચકી જમના હાથે પોતાના બાલ પકડેલા છે. તેના કાનમાં મોહોટું એરીંગ પેહેરેલું છે, અને બદનપર બીજા દાગીનો પેહેરીઓ હોય એમ લાગે છે. ઘોડાપર સવાર થયલા મરદના માથાપર ગોલ આકારની પાઘડી બાધેલી છે. અંદર દાખલ થવાના દરવાજા નજદીકના સીધા હાથપર આવેલા થાંભલા ઉપર બેહેલા ઘોડાઓ કોતરવામા આવયા છે. દક્ષીણ બાજુના ઘોડાપર એક અબલા બેહેલી છે, જેનો જમનો હાથ ઘોડાની ગરદન પર નાખેલો છે, એના કાનમા એરીંગ અને ગલામા હાર પેહેરેલો છે. ઘોડાપર સવાર થયલો મરદ ઉગમણ તરફ જોય છે, તેના ડાબા હાથમાં ઓરતના બાલ પકડેલા હોય એમ લાગે છે અને તેનો જમનો હાથ ઘોડાની ગરદનપર પડેલો છે. ઘોડાપર જીન અથવા લગામ જેવું કાઈ નથી. ડાબી બાજુના પીલરની ઉતર તરફ બે હાથીઓ બેસારેલા પાડયા છે. એક હાથીપર ઓરતને બેસાડેલી છે જેની કમર પકડી મરદ પોતાની તરફ ખેંચે છે. મરદનો ડાબો હાથ ઓરતના જમના હાથને પકડી ખેંચે છે. હાથીઓને ઘણા સુંદર કોતરેલા છે. તેની સુંઢ ભાગી પડેલી છે અને એજ પરમાણે બીજા પીલરોપર હાથી, બલદ, ઘોડા વીગેરે કોતરેલા છે, જેની ઉપર મરદ ઓરત જુદા જુદા આકારમા બેસાડેલા છે, પણ બધા કોતરકામો ઘણા તારીફ લાયક અને જોયાથી દીલ ખુશ થાય એવાં છે. ગોખની અંદરનું સરવે લાકડકામ સડીને નીકલી ગયું છે અને કોઇ કોઇ બાજુપર લાકડાની ખુંટીઓ રહી ગયલી નજરે પડે છે.

૧ પીલરો

ઉપર બુદ્ધ અને તેનાં પુંજારીઓને ચીતારયા હતા, પણ પાછલથી તે જગાપર સફેદ ચુનો ચોપડવાથી એ ચીતારો નીકલી ગીયાંછે. એ ગોફાઓમા કેટલાએક લેખો વાંચવામાં આવેછે જે પરથી માલમ પડેછે, જે વખતે વખત જુદા જુદા શખસોએ જુદી જુદી ચીજો એ ગોફામાં ભેટ આપી હતી.



## ભાજાના ગોફા.



માવલ ટાલુકામા ભાજા નામનું એક નાંધલું ગામડું ખડકલાથી ૭ માઇલ અને કારલા સ્ટેશનથી સુમારે બે માઇલ દુર આવયુંછે, તેની નજદીકની ટેકડીના ગોફાને ભાજાના ગોફા કરી ઓલખવામાં આવયાછે. એ ગોફાબી હજારો વરસના જુના છે ને બુધીસત લોકોનાં ૧૮ ગોફાનું એક ગુચડું બનયું હોય એમ માલમ પડેછે. એ ગોફા જમીનની સપાતીથી ૪૦૦ ફીટ ઉંચાછે જેનું ચહડાંણ જરા કઢંગુ હોવાને લીધે સંભાલથી ઉપર જવાની જરૂરછે. એ ગોફાઓમાંથી કેટલાએક લેખો મલેછે જે વાંચયાથી માલમ પડેછે જે કેટલાંએક ભોયરાં તથા પાણીની ટાંકીઓ વીગેરે જુદા જુદા આસાંમીઓએ ભેટ કીધીછે. એ ગોફામાં નંબર ૧૨ વાલા ગોફાની બેહદ તારીફ થાયછે. એ ગોફો ૫૯ ફીટ લાંબો અને ૨૯ ફીટ પોહોલોછે. એની અંદર એક ગોળાકાર જગામાં દાઘોબાનું મથક છે. એવું કેહેવામાં આવેછે જે એ ગોફાઓમાંનો એક અતી સુંદર ગોફો ૧૮૭૯ ના સાલમાં સોધી કાહાડીયો હતો, જે વખતે તે મતોડાંથી અને પથરથી તદંન બંધ થઈ ગયેલો હતો. એ ગોફાની અંદરના કોતરકામો, ચીતરો, ઘોડા, હાથી, બેલ, માણસો, વીગેરે ઘણાં સુંદર પાડેલાં છે અને એ ચીતરો એવા તો પાડયાછે, જે બુધીસત

લોકોના ધરમ પરમાણે તે સરવેની અંદર કાંઇને કાંઇબી મતલબ સમાયલી હોવી જોઇયે તે સરવ નજરે નજર જોયા વગર આપણને એનો ખરો ખયાલ આવી શકતો નથી. એમાના ચીતરોમાં વાઘ ગાયને અથવા હરણને ખાતો પાડેલો છે. હાથી વાઘને કચડી નાખતો ચીતારેલો છે. એક મોહોટા હાથીપર રાજાએ સવારી કીધેલી માલમ પડે છે. એ પરમાણે અનેક ચીતરોમાં કાંઇબી ભેદ સમાયલો હશે એમાં શક નથી.



## લોહોઘઢનો કીલ્લો



આએ પરખયાત કીલ્લો ખડાલાથી સુમારે ૮ માઇલ દુર એક ઉચી ટેકડીપર આવેલો છે એ કીલ્લો તવારીખથી ભરપુર છે દખણ મધેના બધા કીલ્લાઓમા લોહોઘઢનો કીલ્લો ઘણો મજબુત બાધણીનો અને જુનો કેહવાય છે તવારીખ પરથી માલમ પડેછે જે એ કીલ્લો સને ૧૪૮૯ ના સાલમા મલીક અહમદ નામના મુસલમાને જીતયો હતો ૧૫૬૪ ની અદર એ કીલ્લાની અદર, બુરહાન નીજામશાહા બીજાને, તેના ભાઇના રાજની વખતે કેદ રાખવામા આવયો હતો ૧૬૩૭ ની અદર અહમદનગરના રાજાઓની પડતી થયાથી એ કીલ્લો બીજાપુરના રાજાઓને હાથ થયો, પણ તરતજ ૧૬૪૮ ની અંદર હીંદુ સરદાર **શીવાજીએ** તે જીતી લીધો ૧૬૬૫ ની અદર શીવાજીને એ કીલ્લો **અઊરગજેબને** સરણ કરવાની ફરજ પડી પાચ વરસ પછી **તાનાજી માલુસરે** નામના મરાઠા સરદારે સીનવડ કીલ્લો જીતયા પછી લોહોઘઢનો કીલ્લો પણ મરાઠાઓએ પોતાને હાથ કીધો અને તયા પોતાનું લશકર તથા તીજોરી રાખવાની તે જગા બનાવી ૧૭૧૩ ના સાલમા લોહોઘઢનો કીલ્લો **આંગરીયાને** સવાધીન થયો જેણે ૧૭૨૦ ની અદર **બાલાજી વીશવનાથ** નામના મરાઠાને આપયો ૧૭૭૦ ની અદર **નાના ફરનવીસ** સારૂ એક કોલીએ એ કીલ્લો હાથ કીધો નાના ફરનવીસ જે

બીજા બાજીરાવનો પરધાંન હતો તેને પોતાનાં એક વફાદાર સરદાર **ધોંડુપંતને** એ કીલ્લાની સરદારી આપી લશકર તથા પોતાનાં ખજાનાં સાથે તયાં મોકલાવયો. સને ૧૮૦૦ નાં સાલમાં નાના ફરનવીસ મરી ગયા બાદ તેની બાયડી નાહાસી જઇ લોહોઘઢના કીલ્લામાં ધોંડોપંતનાં આસરા તલે જઇ રહી, અને ધોંડોપંતે એ કીલ્લાની સરદારી, જયાં સુધી નાના ફરનવીસના ઇમાંનદાર માણસોને સારી નોકરી **પેશવા** આપે નહીં તયાં સુધી છોડવાને નાં પાડી. ૧૮૦૩ ની અંદર **જેનરલ વેલસલી** વચમાં પડી ધોંડોપંતને એ કીલ્લાના સરદાર તરીકે રેહેવા દેવાની પેશવાને ફરજ પાડી, પણ ધોંડોપંત અંતે નીમકહરાંમ થઇ કરીશનાની નજદીકનાં એક કીલ્લાપરથી પેશવાપર હોમલો કીધો, અને તેને એક દેવલમાં જતો અટકાવયો. આએ કારંણસર જનરલ વેલસલીએ ધોડોપંતને એ કીલ્લો છોડી જવાને હોકંમ કીધો ને નહી તો ટોપથી કીલ્લો ઉડારી નાંખી સરવેનો નાસ કરવાની ધંમકી આપી. તયાર બાદ નાના ફરનવીસની વીધવાને ૩૧,૨૦૦ નું વરસાન આપતું કરવાથી ધોડોપંત કીલ્લો છોડી ઠાંણે ગયો, અને નાના ફરનવીસની વીધવા પનવેલ જઇને રહી. જયારે અંગરેજ સરકારના હાથમાં એ કીલ્લો પેહેલવેહેલો આવયો તે વખતે તેની અંદરથી બેહદ લડાઇનો સરંનજાંમ, નગદી, વીગેરે મલયું, જે સરવે તેજ વખતે પેશવાને સવાધીન કરવામાં આવયું હતું. સને ૧૮૧૮ ની અંદર મરાઠાઓ સાથની બીજી લડાઇની

વખતે **કરનલ પરોધર** નામનાં સરદારના હાથ તલે એક નાહાની ફોજ આપી લોહોઘઢનાં કીલ્લાપર ચઢાઇ કરવાનો હોકંમ કરવામાં આવયો, જે સરદારે પેહેલાં વીસાપુરનો કીલ્લો જીતતાંજ લોહોઘઢના કીલ્લામાંનુ મરાઠાઓનું લશકર તે કીલ્લો છોડી નાહાઠું, અને એ કીલ્લો કરનલ પરોધરે વગર લડાઇ કરવે પોતાનાં સવાધીનમાં લીધો. ૧૮૪૫ સુધી એ કીલ્લાપર અંગરેજો, એક અમલદારનાં હાથ તલે થોડુંક લશકર આપી તેની સંભાલ રાખતા હતા, પણ તયાર બાદ તે લશકરને પાછું ખેંચી લેવામાં આવયું. ૧૮૯૨ ની અંદર એ કીલ્લાની પાછી તપાસ અંગરેજોએ કરાવયાથી માલમ પડયું જે હજી તેની દેવાલોને યા અંદરની ઇમારતોને કશી અલવાર આવી નથી અને કોઇબી વખતે ૫૦૦ માણસનું લશકર તેમાં રહી શકે એવી સારી હાલતમાં તે છે.

એ કીલ્લાની આજુબાજુએ અંદર દાખલ થવાનાં ચાર જબરદસત, મજબુત, લાકડાંના દરવાજાઓ મુંકેલાછે જેઓના જુદાં જુદાં નાંમો આપવામાં આવયાંછે. જેવાં કે **ગણેશ, નારાયણ, હનમનત** અને **માહા.** પેહેલો, બીજો અને ચોથો દરવાજો નાના ફરનવીસના વખતમાં બાંધવામાં આવયો હતો, જયારે તરીજો દરવાજો મુસલમાન લોકોએ બાંધવો જોઇયે એવું અનુંમાન કરવામાં આવેછે. એ દરવાજાઓની ઉપરની કમાંનો વગેરેનું બાંધકાંમ સરવે મુસલમાંની ધપનું માલંમ પડેછે. ગણેશ દરવાજા ઉપર લાંબા લાંબા લોખંડના ખીલાઓ જડી લીધાછે, જે હાથીઓના મારાથી તે દરવાજાને કશી અલવાર પુગે

નહી. એ દરવાજાઓની નજદીક નાધલી નાધલી ટોપો પડેલી નજરે પડેછે. ગણેશ દરવાજાની જમણી બાજુપર ગનપતીની ભાંગેલી મુરતી પડેલીછે. નારાયણ દરવાજા નજદીક ગનપતીની માય ગઉરીની મુરતી મુંકેલીછે. નારાયણ અને હનમંનત દરવાજાઓની વચમાં જમણી બાજુપર બે નાંધલા સાદા ગોફાઓ આવેલાછે તેમાં નકસી અથવા કોતરકાંમ જેવું કાંઇ નથી, પણ પાછલથી મરાઠાઓએ એ ખોડી પોતાનો અનાજ વીગેરે ભરી રાખવાની એક જગા તરીકે તે બનાવયા હશે એવું ધારવામાં આવેછે. હનમંનતનાં દરવાજા આગલ આવતાં મારૂતીની મુરતી એક પથરપર કોતરેલી હાલ ભાંગેલી હાલતમાં પડેલીછે. એ મુરતીની નજદીકમાં હનુમાનનો દરવાજો બાધેલોછે, જે દરવાજો આલમઘીર અથવા અઉરંગજેબના વખતમા બાંધવો જોઇયે અને તે ૫૦૦ વરસનો જુંનો હોવો જોઇયે એમ માનવામાં આવેછે. માહા અથવા મોહોટા દરવાજા નજદીક બે કબરો જોવામાં આવેછે, જે અઉરંગજેબ અથવા તેની બાયડીનાં માનમાં ઉભી કીધીછે એમ લોકો કેહેછે. એની નજદીકમાં સદર કોરટ અથવા દરબારનું મકક, લોહારખાનું વીગેરે ઇમારતો ભાગી તુટી પડેલીછે. બીજા નાંધલા ગોફાઓ એનીગમ પેલીગમ કોતરેલા દેખાયછે, જેમાં દાખલ થવાનો રસતો બહુ સાકડો છે, જે ખજાંનો મુંકવાના કાંમમા વપડાસમાં આવતો હતો અને જેને " ખજાનદારની કોઠી " નું નાંમ આપવામાં આવયું હતું. હીયાં એક પાંણીનુ ટાંકુ આવેલુંછે. એ ખજાનદારની કોઠીના ગોફા આગલ

એક પથરનો કોતરેલો ૨૭ ફીટ લાબો બાંક પાડેલોછે. ખજાનદારની કોઠીના ગોફાની અંદર ઈંટોનાં બીલ્લાં ભરી જુદા જુદા ભાગો બનાવયાછે એવું અનુંમાન કરવામા આવેછે કે આએ જગાપર આગલ બુધીસત લોકો વસવા જોઇયે. અગરજો એ વાત ખરી હોયતો એ ગોફાઓ પણ સુમારે બે હજાર વરસની આગમચનાં પુરાના હોવા જોઇયે. એ ગોફાઓપરથી એક ઉંચી જગાપર શેખ ઉમર અવલીયા નાંમના એક આરબ સાધુની ઘોર છે. એવું કેહવામાં આવેછે જે એ શેખ ઉમર પોતાનાં છ ભાઇયો સાથે મકેથી આવયો હતો, જેમાં એકનું નાંમ **બાવા મલંગ** કરી હતું જેને કલીયાંની નજદીક આવેલી એક ટેકડીનું નાંમ પણ **બાવા મલંગ** કરીજ આપયું હતું. એ ઘોરના રખેવાલનાં કેહવાથી એવું માલમ પડેછે જે જે વખતે શેખ ઉમર લોહોઘઢપર આવયો તે વખતે ટેકડીની ઉપર એક હીંદુ સાધુ રેહતો હતો, જેને શેખ ઉમરે પકડી વીસાપુરનાં કીલ્લાનાં મેદાંનમાં ફેંકી દીધો, જયાં તે સાધુનું દેવલ બાધવામાં આવયું, અને હજીરબી હીંદુઓ તેને જંગલનો દેવ માંની તેની પુંજા કરેછે. ડીસેમબર અને જાનેવારી માસમાં શેખ ઉમરની કબર આગલ ઓરસ ભરાયછે, જયાં હજારો મુસલમાનો ભેગા થાયછે અને કોનકંન તથા દખંણમાથી હીંદુઓ વીગેરે બીજી સાતનાં લોકોબી માનતાને અરથે તયા આવેછે. સુમારે ૧૫૦ વારને છેટે એક તલાવ બાંધેલોછે જેની ઉપરના લેખપરથી માલંમ પડેછે જે એ તલાવ સને ૧૭૮૯ ના સાલમા નાના ફરનવીસે બાધયો હતો અને

જે ભીસતરીએ એ તલાવ બાંધયો તેનું નામ બાજીછત કરી હતું. એ તલાવ હાલમાં સુકઇ ગયોછે. એવું કેહેવામાં આવેછે જે અંગરેજોના હાથમાં લોહોધઢનો કીલ્લો ગયા પછી તેઓએ ખજાંનાની સોધમાં એ તલાવને ખોદી નાંખયો જ્યારથી તેમાં પાંણી રહી શકતું નથી. હીયાં તરીમબકેશવર માહાદેવનું દેહેરૂં છે જેની પડોસમાં એક પાંણીનુ ટાંકું અને મોહોટો કુવો ખોડેલોછે જેમાંનુ પાંણી પીવાનાં કામમાં વાપડેછે.

આવા એક નામાંકીત અને પુરાંણા કીલ્લાની ભેટ લેઇ સરવે બારીકીથી તપાસવાને હું સરવેને ભલાંમણ કરૂંછું. આપણા જમાનામાં એ આગલી માહાભારત વાતો ઘડીભર લોકો જાણવાની દરકાર કરતા ન હશે, પણ અંગરેજ ગરંથકારોએ એની પુરતી ચોકાસી કરી જરાકે જરાક હસતી ભોગવતી ચીજોની નોંધ પુસતકોમાં જાલવી રાખેલી છે.



એક પથરનો કોતરેલો ૨૭ ફીટ લાબો બાંક પાડેલોછે. ખજાનદારની કોઠીના ગોફાની અંદર ઈંટોનાં બીલ્લાં ભરી જુદા જુદા ભાગો બનાવયાછે એવું અનુંમાન કરવામાં આવેછે કે આએ જગાપર આગલ બુધીસત લોકો વસવા જોઇયે. અગરજો એ વાત ખરી હોયતો એ ગોફાઓ પણ સુમારે બે હજાર વરસની આગમચનાં પુરાના હોવા જોઇયે. એ ગોફાઓપરથી એક ઉંચી જગાપર શેખ ઉમર અવલીયા નાંમના એક આરબ સાધુની ઘોર છે. એવું કેહેવામાં આવેછે જે એ શેખ ઉમર પોતાનાં છ ભાઇયો સાથે મકેથી આવયો હતો, જેમાં એકનું નાંમ **બાવા મલંગ** કરી હતું જેને કલીયાંની નજદીક આવેલી એક ટેકડીનું નાંમ પણ **બાવા મલંગ** કરીજ આપયું હતું. એ ઘોરના રખેવાલનાં કેહેવાથી એવું માલમ પડેછે જે જે વખતે શેખ ઉમર લોહોઘઢપર આવયો તે વખતે ટેકડીની ઉપર એક હીંદુ સાધુ રેહેતો હતો, જેને શેખ ઉમરે પકડી વીસાપુરનાં કીલ્લાનાં મેદાંનમાં ફેંકી દીધો, જ્યાં તે સાધુનું દેવલ બાંધવામાં આવયું, અને હજીરબી હીંદુઓ તેને જંગલનો દેવ માંની તેની પુંજા કરેછે. ડીસેમબર અને જાનેવારી માસમાં શેખ ઉમરની કબર આગલ ઓરસ ભરાયછે, જયા હજારો મુસલમાંનો ભેગા થાયછે અને કોનકંન તથા દખંણમાંથી હીંદુઓ વીગેરે બીજી જાતનાં લોકોબી માંનતાને અરથે તયાં આવેછે. સુમારે ૧૫૦ વારને છેટે એક તલાવ બાધેલોછે જેની ઉપરનાં લેખપરથી માલંમ પડેછે જે એ તલાવ સને ૧૭૮૯ ના સાલમા નાના ફરનવીસે બાધયો હતો અને

જે મીસતરીએ એ તલાવ બાધયો તેનું નામ બાજીછત કરી હતું. એ તલાવ હાલમાં સુકઇ ગયોછે. એવું કેહેવામા આવેછે જે અંગરેજોના હાથમા લોહોધઢનો કીલ્લો ગયા પછી તેઓએ ખજાંનાની સોધમા એ તલાવને ખોદી નાખયો જયારથી તેમા પાણી રહી શકતું નથી. હીયાં તરીમબકેશવર માહાદેવનું દેહેરૂં છે જેની પડોસમા એક પાણીનુ ટાકું અને મોહોટો કુવો ખોડેલોછે જેમાંનુ પાણી પીવાના કામમા વાપડેછે.

આવા એક નામાકીત અને પુરાણા કીલ્લાની ભેટ લેઇ સરવે બારીકીથી તપાસવાને હું સરવેને ભલામણ કરૂછું. આપણા જમાનામા એ આગલી માહાભારત વાતો ઘડીભર લોકો જાણવાની દરકાર કરતા ન હશે, પણ અંગરેજ ગરંથકારોએ એની પુરતી ચોકાસી કરી જરાકે જરાક હસતી ભોગવતી ચીજોની નોધ પુસતકોમા જાલવી રાખેલી છે.



## સાકરપહારની ટેકડી.



આએ ટેકડી દરીયાની સપાટીથી સુમારે ૩૦૦૦ ફીટ ઉંચીછે, તે લાનોલી સટેશનથી ૪।। માઇલ અને ખંડાલાથી સુમારે ૬।। માઇલ દુર આવેલીછે. એ ટેકડી ઉપરની જગા ઓહોલી વીસતારવાલી હોવાથી તથા તેની ઉપર ઝાડ પાંણનો ભંડાર હોવાથી, એક હવા ખાવા જવાની ટેકડી, અથવા સેનીટેરીયમ, તરીકે સથાપવાને મી૦ સુર જે પુણાનો કલેકટર હતો, તેણે અંગરેજ સરકારને ભલામણ કરવાથી, તે ટેકડીની "સરવે" કરાવી પાછલથી સરકારે ૧૮૮૩ ની અંદર એક ઠેહાવ બાહેર પાડી, લોકોને બંગલાઓ વીગેરે બાંધવાની જગા મફત આપવાની માગણી કીધી હતી, અને તે ટેકડી તરફ જવાનો એક કુશાદે રસતો તેમજ ટેકડીની ઉપર મોહોટો તલાવ વીગેરે સરકારે પોતાને ખરચે બાધયો હતો. એ ટેકડીપર બંગલાઓ બાધવા સારૂં ઘણા પારસી તથા હીંદુ શેઠીયાઓએ માગણી કીધી હતી, પણ તેઓએ પેહલા એવી કબુલાત માંગી, જે સરકારે પેહલાં તયા એક મુસાફર બંગલો, અને બજાર, વસાવવું અને તયારબાદ તયાં પહરાણાઓની આવન જાવંન જોઇ તેઓ બંગલાઓ બાધે, પણ એ માંગણી સરકારે કબુલ કીધેલી જણાતી નથી, કારણ

હું મણાં સુધી તયાં બંગલાઓ કોઇએ બાંધયા નથી અને બાંધવાનાં ચીનહો પણ જણાતાં નથી. એ ટેકડીપર ઝાડી ચીકાર હોવાને લીધે વાઘ તથા બીજાં જંગલી જનાવરોની ધાસતી રાખવામાં આવેછે. સાહેબો તયાં શેકાર કરવા વારંમવાર ઉતરી પડેછે. એ ટેકડી જોવા જનારાઓને મારી ભલાંમણછે જે સાંહાંજનાં મોડા વખત સુધી તયાં રેહેવું નહીં.



# ટાઇગિરસ લીપ.



સાકરપહાર જોઇ પાછા ફરતાં "ટાઇગરસ લીપ" ની ગંજાવર ખીણ જોયા વગર રેહેવું નહી સાકરપહારપર જવાની સડકના જમણા હાથપરથી ખેતરોમાથી ગાડીઓ પસાર થઇ સુમારે ૧ માઇલ જવું પડેછે, જ્યારે આપણે "ટાઇગરસ લીપ" આગલ આવી પુગયે છઇયે. હયા ઉભા રહી નીચેની ખીણનો દેખાવ જોઇયે તો આખને ચીતરી આવયા વગર રેહેતી નથી, વાસતે છેક નાકાપર જઇ ઉભું રેહેવું નહી. ખીણનો દેખાવ જોવા સારૂં તથા એક જગો કોતરીને ખાડો બનાવયોછે, જેની અંદર ઉતરી ઉભા રેહીને આજુબાજુની ટેકડીઓ તથા ખીણો કેમ મલીછે તે જોઇ દીલ હેરતભરયું થયા વગર રેહેતુ નથી. એજ ખાડામા સુઇ જઇ નીચેની ગંજાવર ઉંડી ખીણ જોવાયછે. એ જગાપરથી જમણાં હાથપર એક ટેકડી આવેલીછે જેમાથી આપણે બોલેલું પાછું આપણને સંભલાયછે, જેને Echo કરી કેહેછે.



## લાંનોલી અથવા લોનાંવલા.

ખંડાલાથી સુમારે બે માઇલને છેટે આવેલું આ સુંદર ગાંમ તથા સટેશન જોયા વગર કોઇએ રેહેવું નહ એવી મારી ભલાંમણછે. તયાં જવાનો એક પાકકી બાંધ ણીનો કુશાદે રસતોછે, જે પરથી આપણે ઘેરની ગાડીમ અથવા ભાડેની ગાડીમાં જઇ શકયે છીયે, અથવા સાંજ વખતે પગે ચાલી તે તરફ ફરવા જવાનું ઘણું ખુશનુંમ લાગેછે. લાંનોલીની અંદર જી. આઇ. પી. રેલવેવાલાઓન મોહોટી "વરકશીપ" છે, જયાં સેંકડો કાંમદારો કામે લાગાંછે અને ઘાટ એનજીનો, તથા બીજી ગાડીઓન સમારકાંમ વીગેરે તયાં કરવામાં આવેછે. લાંનોલીમા સુમારે ૩૫૦૦ માણુસની વસતીછે. હીયાં રેલવેવાલાઓએ, ડરાઇ વરો, તથા બીજા અમલદારો, સારૂં હારેદાર સુંદર બંગલાઓ બાંધેલાછે, અને તયાં જવા આવવાનાં રસતાઓ ઘણાં સફાઇદાર બનાંવેલા હોવાથી સાંજને વખત તેપર ફરવાથી દીલને ઘણી રાહાત મલયા વગર રેહેતી નથી. રેલવે કંપનીવાલાઓને એ સટેશન પાછલ તથા બધી ઇમારતો વીગેરે બાંધવા સારૂં લાખો રૂપીયાનો ખરચ બેઠલાછે. ૧૮૭૭ની અંદર સરકારે તયાં મીયુનીસીપાલીટી સથાપી હતી, જયાર બાદ ગાંમ તથા બજાર વીગેરેની જગાઓ ઘણી સુધારી સફાઇદાર બનાવવામાં આવીછે. હાલમાં લાંનોલીમા મુંબઇનાં માતબર શેઠીયાઓએ તથા

સાહેબ લોકોએ મોહોટી રકમ ખરચી પોતપોતાના બંગલાઓ, નવી અને સુધારેલી ધપના બાધયાછે, અને તેથી લાનોલીનો દેખાવજ ફેરવાઇ ગયોછે. રેલવેવાલાઓએ મોહોટો ખરચ કરી લાનોલીથી સુમારે બે માઈલ દુર એક તલાવ બાધયોછે જેને **ભુસીનો તલાવ** કરી કહેછે. જેનું પાંણી રેલવેવાલાઓ વાપરવા ઉપરાંત, ગામમાં લોકોને વાપરવા મફત આપેછે. એ તલાવ સુમારે વીસ વરસની વાતપર રેલવે કંપનીવાલાઓએ બાધયો હતો, જેનું પાંણી છેક રીવરસીંગ સટેશન સુધી નલીઓની મારફતે લઇ જવામાં આવયુંછે. વરસાદની અંદર ૮૨ ફીટ પાંણી ઉંડું અને ગરમીની મોહસમમાં ૬૨ ફીટ પાણી તેમાં રેહેછે.

પોસટ આફીસ, રેલવે લાઇબરેરી, પરોટેસટંટ તથા રોમન કાઠલીક પંઠવાલાઓનાં દેવલો, રેલવે સકુલ, મેસન લોકોનો લાડ્જ વીગેરેની ઇમારતો ઉપરાંત કો ઓપરેટીવ સટોરની દુકાનછે, જેની લીમીટેડ કંપની બનાવેલીછે. લાનોલીમાં જોવા અને ફરવા લાયક જગાયા **રાઈનાં** જંગલમાછે, જયા ઘણાં ઉંચાં ઉંચાં ઝાડો એકમેક સાથે મલી ગયલાં, નવાઇ જેવાં જોવામા આવેછે. એ જંગલનો વીસતાર સુમારે ૫૯ એકરનોછે અને ગરમીનાં દીવસોપર અગાત કરી સાહેબ લોકો તયા તંબુ મારી રેહેછે અને તયાંના રહીશો અવાર નવાર ખાવા પીવા ઉતરી પડેછે.



# ભોમા અથવા ભીમા ટેકડી.



આએ ટેકડી ખંડાલા સ્ટેશનની ડાહાબી બાજુપર પુર દમામમાં ઉભેલી છે, તે ખંડાલાની બીજી ટેકડીઓ કરતાં ઉંચી આવેલીછે, અને તેની ઉપર જવાનો રસતો ફક્ત પકતીપર થઈને જવાનો હોવાથી તેમજ ચહડ ઉતર વધારે હોવાથી, કોઇબી બાઇ માણસોએ તેપર જવાની હીંમત કરવી નહી. ટેકડીની ઉપરની બાજુપર છુટાં છવાયાં ઝાડો સીવાય બીજુ કાંઇ નથી, પણ હીયાથી દુરનાં દેખાવો ઘણાં સારા દેખાયછે. એ ટેકડી ઉપરથી સીધાં લાનોલી જવાયછે અને રાઇનાં જંગલ તરફ આવી ઉતરાયછે. એ ટેકડી ઉપર માણસોની આવન જાવન નથી, પણ સાહેબ લોકો શોખને ખાતર તથા આજુ બાજુનાં દેખાવો જોવા માંટે સાથે ભોમીયો રાખી ઉપર જાયછે. એ ટેકડીની નીચાણમાં હાલમાં મી૦ સમરશ નામના અંગરેજે બે તરણ નાંધલા બંગલાઓ બાંધેલાછે તેમજ જુનું ખંડાલા ગામ પણ તયાંજ એક ટેકડાપર આવયુંછે, જેના દેખાવ ટેકડીની ઉપરથી ઘણો ખુશનુંમાં લાગેછે, તેમજ ખંડાલાનો તથા બોહોરઘાટનો આખો દેખાવ, જતી આવતી આગગાડી, લાનોલીનો સાંપના આકારનો રસતો, તલાવ વીગરેનો દેખાવ, દીલને ખુશ કરયા વગર રેહેતો નથી. ચોમાસાની અંદર એ ટેકડી

પરથી પાણી ધોધબંધ પડેછે અને લીલોતરીથી તદન તે ઢંકાઇ જવાથી લીલા રંગનો ડુંગર જાણે ખુદરતે પેદા કીધો હોય એમ લાગેછે. એ ટેકડીપર જઇને પાછું આવતા સુમારે બે માઇલની મનજલની મુસાફરી થઇ હોય એમ લાગેછે.



# સાડલ, ઉંબરી, અથવા જુબીલી હીલ.



આએ ટેકડી લોમા ટેકડીની ડહાબી બાજુપર આવેલી છે હીયા જવાનો રસતો અથવા પકતી સારીછે. હીયા ખ ડાલા હાટેલવાલી મીલકતપરથી જવાયછે. પેહેલા આપાણ " સેકૂલી લાઇન " ની બાજુથી જઇ ઉપર ચહડયે છઇયે એટલે ફારેસટ અથવા જ ગલ ખાતાની હદમા આવી પુગયે છઇયે, જે હદ પથરના એક ગોઠવેલા મીનારાપરથી આપણને જણાયછે, અને જરા આગલ ગયા કે આપણ ટેકડીના વચલા ભાગમા આવયે છઇયે જેને " સાડલ " કરી કેહેછે. એ સાડલપર ઉભા રહી જુવો તો પશચીમ બાજુપર " કુરહુઉ ડા " નામનુ ગામડુ દેખાયછે જયાના લોકો સાડલપર થઇને ખ ડાલે કામકાજ કરવા અથવા લાકડા વીગેરે વેચવા આવેછે, અને તે સારૂ હીયા માણસની વસતી કોઇને કોઇબી જતુ આવતુ નજરે પડેછે. હીયાથી સાકરપઠારની ટેકડી, ભુસીના તલાવ તથા બીજી દુરની ટેકડીઓ નજરે પડેછે.

" સેડલ " મુકી જમણા હાથપર ચાલયા કે એક પકતીપરથી બીજી ટેકડી ઉપર જવાયછે, જે ટેકડીને **ઊંબરી** કરી કહેછે અને **જુબીલી હીલને** નામે પણ તે જણાયલીછે એ ટેકડીની ટોચપર ગયા, કે ઝાડ જેવુ કાઇ મલતુ નથી પણ ફકત કાગ્વીના તરણુ ફીટ ઉચા

આડે ઉગેલાં મલેછે. હવા જયારે ખુલી હોયછે તે વખતે એ ટેકડી ઉપરથી માથેરાંનની ટેકડી, બાવામલંગનો પાહાડ, મુંબઇ નજદીકની ટેકડીયો, ફેનલ હીલ, મુંબઇનું બારૂં, પનવેલની ખાડી, કોલાબાની દીવા દાંડી, ઠાણા નજદીકનાં ડુંગરો, વીગેરેનો દેખાવ ઘણો રલીયામણો તેમજ દીલને ખુશ કરનારો નજરે પડેછે. એવું કેહેવામાં આવેછે જે આગલ જયારે શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇનો ચહડતો વખત હતો અને જયારે લક્ષમી તેઓને પ્રસાણ હતી, અને નાંણું રેલ છેલ હતું, તે વખતે એઓ ખંડાલામાં મોહોટી વીસતારવાલી જગાના માલેક હતા, અને તેઓ વારંવાર ખંડાલે હવા ખાવા આવતા હતા. આએ ઉંબરી ટેકડીની ટોચપર એઓએ એક વખત લાકડાં, ઘાસ વીગેરેનો ઢગલો કરી સલગાવી મોહોટું બલતું કરાવયું હતું અને તેઓએ તે બલતું મુંબઇમાં આપોલો બંદરપરથી બરાબર જોયું હતું; તેજ પરમાણે ૧૮૮૭ના સાલમાં મી૦ લાયન નામના અંગરેજે માહારાણીજીની જુબીલીના દીવસપર એ ઉંબરી ટેકડીની ટોચપર બલતું કરાવયું હતું, અને પોતાના એક એજંટને તે મુંબઇથી જોવાને લખયું હતું; તે એજંટ એ બલતું આપોલો બંદરપરથી બરાબર જોઇ શકયો હતો. એ ટેકડીની ડાબી બાજુપરથી ડયુક નોઝની ટેકડી પુર દમામથી ઉભી રહેલી દેખાયછે અને આગલી બાજુપર જબરદસત મોહોટી ખીણ છે, જે જોયાથી આંખને ચીતરી આવયા વગર રેહેતી નથી. હઇયાં જંગલી સસલાં તથા હુકરો કોઇ કોઇ વાર નજરે પડેછે,

પણ સાંપના દરો બેહદછે જેથી તે પર ચાલતી વખતે નીચું જોઇ હુશીયારીથી ચાલવાની જરૂરછે; તે ઉપરાંત એ ટેકડીપર જવાનો રસતો કેટલીએક બાજુપરથી ઘણો ધલાવવાલો હોવાથી બાઇ માણસોએ બચાંઓ સાથે જવાની હીંમત કરવી નહીં, પણ એ ટેકડીપર જવાની ખાહેશ હોય તો ખુરશીઓપર બેસાડી તયાં લેઇ જવામાં આવેછે તેપર જવું. દર ખુરશી દીઠ રૂ ૩ નું ભાડું પડવા જાયછે.



# નાગફેની અથવા ડયુકસ નોઝ.



If he (Duke of Wellington) ever saw his own nose, nor the nose in the picture which was gifted to him in 1801, nor any of the hundred dukes' noses scattered over the world, it is certain,-and who can point like Nature ?- that he saw this one, near KHANDALLA.

આએ પરમાણેના શબદો આએ ટેકડી બાબે એક અંગરેજ ગરંથકાર લખી ગયોછે. એ ટેકડીને ખંડાલાના રહીશો " નાગફેની " અથવા કોબરા જાતનાં સાપની ફેન, અને અંગરેજોમા ડયુકસ નોઝ, અથવા ડયુક આવ વેલીંગટંનના જેવું નાખને નામે વધારે ઓલખેછે. જનરલ વેલસલી જેવો સુરો અને બાહાદુર સરદાર, જે આખી દુનયામા એક નામાકીત અને પ્રખયાત યુદ્ધો થઇ ગયોછે, જે પાછલથી ડયુક આવ વેલીંગટંનની મોહોટી પડવીયે ચઢયો હતો, અને જેને ઘણું ખરૂં આખું દખંણ જીહીતી, અંગરેજ સરકારની મતા કરી આપયું હતું તેવા નામાકીત નરનું નાંમ એ ટેકડી સાથે જોડાયલું જોઇ આપણને ખચીત ખુશી પેદા થાયછે, જે ટેકડી રીવર-સીંગ સટેશનની ઉપર આવતાંજ આપણ જયારે કોનકંન છોડી દખંણમાં દાખલ થઇયે છઇયે કે ડાહાબા હાથપર

આપણી નજરે પડતાંને વાર તે નામાકીત નરનું નાંમ મોહોડાંપર લેઇ તેને યાદ કરયે છીયે. એ ટેકડીને ડયુકનાં નાંમ સાથે શું કરવા સરખામણી કીધી હશે, અને તે કોણે કીધી હશે, તે હાલ આપણે કેહેવાને અશકત છઇયે; પણ એટલુંતો આપણે ખાતરીથી કહીયે છઇયે, જે જેબી શખસે એ નામ એ ટેકડીને આપી, ડયુક આફ વેલીંગટંનનાં નાંમને, ને કામને, તાજુ રાખયુંછે તેને ખચીત શાબાસી ઘટે છે.

એ નાગફેની અથવા ડયુકસ નોઝપર જવા સારૂં, આપણને પેહેલાં સાડલ હીલપર થઇ નીચે ખીણમાં ઉતરી પડી કુરહઉંદ ગામડાં તરફ જતાં જમણાં હાથપર એક સાપનાં આકારની પકતીપર થઇને જવું પડેછે, જે રસતો ઘણો બીકત અને ચહડાણનો હોવાથી બાઇ માણસોએ તથા કદી જવાની હીંમત કરવી નહી. એ ટેકડી ઉપરથી આજુબાજુનાં દેખાવો ઘણા રલીયાંમણા અને સુંદર દેખાવાને લીધે, ઘણાંખરા સાહેબ લોકો, તેમજ બીજી ગ્નાતવાલા ફીંમતથી છેક તેની ટોંચ ઉપર જાયછે. એની જમણી બાજુપર ઉંબરી અથવા જુબીલી હીલ પુર દમામમાં ઉભેલીછે. સામબી બાજુપર એક જબરદસત મોહોટી ખીણ અને ડાહાબા હાથપર એક ટેકડી છે. દુરનાં દેખાવોમા રીવરસીંગ સટેશન તથા તેની ઉપર આવતી જતી ગાડીઓ આખો બોહોરઘાટ તેમજ માથેરાંન અને બાવા મલંગનાં ડુંગરો, ખપોલી ગામ અને તયાથી સાપના આકારમાં જતો પનવેલીનો જુનો

રસતો, તેમજ રેલવે સટેશન અને કરન્જટ તરફ જતી રેલવે લાઇન, ખુલ્લી નજરે પડી આપણા દીલને તથા મનને બહુ રીઝવેછે; અને એ ઉપરાત જયારે આસમાન તદન ખુલ્લુ હોયછે યાને ધુમસ અથવા દવ બીલકુલ પડતો નથી તે વખતે મુબઇનુ બારૂ, પનવેલની ખાડી અને કોલાબાની દીવાદાનડી દેખાયછે, તેમજ ખંડાલાની અંદરની ટેકડીઓ પોતાના સોભઇતા બગલાઓ સાથે, અને રાજમાચીની ટેકડી તેના પુરાણા નામાકીત કીલ્લાઓ સાથે નજરે પડેછે.



## રીવરસીંગ સટેશન.



આએ ખુશનુમાં નાધલા સટેશનપર જવાનો રસતો ઘણો મજાનોછે. છેક દસતુરી સુધી ભાડેના ટાંગાઓમાં બેસી તયાં જવાયછે, પણ સાંજને વખતે પગે ચાલી તયા જવાનું વધારે સગવડ ભરેલું છે. આએ સટેશન પર ઉતારૂ અથવા માલ કસો ઉતારવામાં આવતો નથી, પણ ફકત ઘાટ ચહડી આવી આગગાડી તયાં આવી ઉભી રેહે છે, કે તુરત ગંજાવર કદના ઘાટ એનજીનોને છોડી નાખી આગલનું એનજીન, જે પાછલનું થઇ જાય છે, ને પાછલનું આગલ પડે છે, તે પોત પોતાની જગાપર લાવી અદલા બદલી કરી આગગાડી ખંડાલા તરફ ચાલુ કરવામા આવે છે. એ સરવ ખટપટ સારૂં સટેશનપર ગાડી પંદરથી વીસ મીનીટ સુધી ખોટી રેહેછે, જે જોવાને સારૂં સાંજનો વખત ઘણો આવકાર દાયક થઇ પડેછે. મુંબઇથી નીકલતી બપોરના બે કલાકની ગાડી રીવરસીંગપર સુમારે સાંજના પા કલાકે આવી પુગેછે, જે વખતે તયા જઇ ઉભા રેહી ગાડી રીવરસીંગ ઉપર કેમ આવેછે, એનજીનો કેમ અદલા બદલી કરેછે, અને પાછી જાંને ગાડી મુંબઇ જતી હોય, તેમ કેવી જડપથી ખંડાલા તરફ રસતો કાપેછે, એ સરવે નજરે નજર જોયા વગર તેની ખરી ખુબી પીછાણી શકાતી નથી. આએ

સટેશન પરથી આજુબાજુના દેખાવો અગત કરી ખપોલી ગામ, તયાના દેહેરા તથા તલાવ તયાથી પસાર થતો જુનો પનવેલનો રસતો, ખપોલીથી કરજત સુધી જતી આગ ગાડીની સડક, કોનકનનુ મોહોટા.વીસતારનુ મેદાન તેમના રૂપેરી ચલકાટના પાણીથી ભરેલા નાલાઓ, ખેતરમા રોપેલા લીલા રંગના છોડો, માથેરાનનો ડુંગર, બાવા મલગનો પાહાડ, મુંબઇ નજદીકની ફનલ હીલ વીગેરે સરવે ખુલલુ નજરે પડેછે, જે જોયાથી ખુદરતની ખરી કદર બુઝયા વગર આપણાથી રેહેવાઇ શકાતું નથી.



# ખપોલી.

હું આગલ કહી ગયો તેમ અરધી સદીની આગમચ યા તેથીબી આગલ ખંડાલે આવી પુણે જવાનો રસતો એ ખપોલી ગામપર થઇનેજ જવાનો હતો. આપણે જેમ જેમ કરજતથી આગગાડીમાં ઘાટ ચહડવા માંડીએ છઇએ અને અરધો રસતો કાપી રહયા કે ડાબા હાથપર એક નીચી જગાપર એ ગામ આપણને દેખાયછે અને રીવરસીંગપર આવી પુગા કે જમના હાથપરથી એ ગામમાનાં ઝુંપડાંઓ, ઘેરો, તલાવ તથા દેહેરાં અને આગગાડીનું સ્ટેશન વીગેરે સરવે ખુલ્લું આપણને દેખાયછે. જયારે ઘાટપર ગાડી ચાલુ ન હતી અને ખપોલી થઇ પગ રસતે ઘાટ ચહડવો પડતો હતો તે વખતે ખપોલી ગામમાં વસતી બેહદ હતી. તયાં પારસીઓનું હોટલ તથા દારૂની દુકાનો વીગેરે હતી, પણ હમણા ફકત તયાંના રહીશો, બરાહમણો, ઘાટી, મુસલમાન, મારવાડી અને હલકી વરણના લોકો વસે છે, જેઓ ખેતીવાડી કરી પોતાનું ગુંજરાન કરેછે. ખપોલીમાં એક જુનો તલાવ તથા દેહેરૂં છે, જેની બાંધની એવી તો મજબુતછે જે તેને કશી રીતની અલવાર હજુર આવી નથી. એ તલાવ પેશવાના પરધાન **નાના ફડનવસે** પોતે બાંધયો હતો, અને એમાના પાણીની તારીફ તયાંના રહીશો કરેછે. જી. આઇ. પી. વાલાઓનું

સટેશન તયા આવેલું છે જેઓને મુખય આવક જંગલમાના કાપેલા વાસા, લાકડા, અનાજ વીગેરે માલ લાવવા લેઇ જવાનીછે. કરજતથી ખપોલી સુધીની રેલવે લાઇન મી૦ જમશેદજી દોરાબજી નાયગામવાલાએ બાંધી આપી હતી. ખંડાલેથી ખપોલી એક કુશાદે રસતાપરથી ટાગામાં બેસી અથવા ઘોડાપર સવાર થઇ જવાયછે. એ રસતો સાપના આકારનો આખા ઘાટપર બાંધી લીધો છે જેનો વીસતાર પાંચ માઇલનો છે. હઇયા નીચે ઉતરવાને એક કલાક અને પાછું ખંડાલે આવવાને ૧॥ કલાક થાયછે અને આવવા જવાનું ટાગા ભાડું રૂ ૩) આપવું પડેછે. ટાંગામાં તરણ ઉતારૂઓ આશાનીથી બેસી શકેછે. ઉતરી જવાનું ઘણું સેહેલ પડેછે, પણ ઘાટ પાછો એક સરખો ચહડી આવતાં ઘોડાઓ તદંન થાકી જાયછે. ખપોલીમા રેલવે સટેશન ઉપરાંત સરકારી નીશાલ, ટપાલ આફીસ તથા કેટલાએક સાહુકારોના સારી બાંધણીના ઘેરો, મુસલમાન લોકોની મસજીદ, હીંદુઓનું દેહેરૂં વીગેરેછે, અને ગામમાં ફરવાનો રસતો છે જે પર ગાડીઓ ફરી હરી શકેછે.

ખપોલીમાં ઉભા રેહી નજર કરો તો રેલવેવાલાઓનો બંગલો એક ઉંચાણ પાહાડપર એક રમકડા સમાન દેખાયછે, તેમજ રીવરસીંગ સટેશન નજદીકનો ગંજાવર પુલ, રીવરસીંગ સટેશન અને બહેરંન નામનો પાહાડ આપાણી નજરે પડી આપણા દીલને હેરત ભરયું કરયા વગર રહેતું નથી.

—◆—

# બોહોરઘાટ ટનલ અથવા બુગડો, નંબર ૨૪.



આએ બુગડો ખંડાલાની નજદીકમાં આવેલો છે. આપણે આગગાડીમાં બેસી રીવરસીંગપરથી ખંડાલે આવતા પેહેલાજ લાંબા બુગડામાં દાખલ થઇયે છઇયે, જે બુગડો શેઠ બેહેરાંમજી જીજીભાઇનાં બંગલાવાલી ટેકડીની અંદર કોતરવામાં આવેલો છે, તે બુગડાને **વાઘઝાઈ**ના બુગડો કરી કહેછે અથવા ઓલખવામાં આવેછે. એનું નામ વાઘઝાઇના બુગડો એટલા પરથી આપયુંછે જે એની ઉપર **વાઘઝાઈ** નામનું નાધેલું દેહેરું બેહેરાંમજી શેઠનાં બંગલાની નજદીકમાંજ ડાહાબા હાથપર આવેલુંછે, એ દેહેરાં વીશે હીંદુ કહે એવીછે જે જયારે વાઘ ખીણમાથી નીકલી ઉપર પોતાનો શેકાર સોધવા આવેછે તે વખતે પેહેલાં એ દેવલ નજદીક આવી નવસ અથવા પગે લાગી પછી તયાથી શેકાર સોધવા જાયેછે જયારે તેને કાંઇબી શેકાર મલયા વગર રેહેતો નથી. અગર કોઇ માણસને વાઘે કરડવાથી જખમ લાગા હોય તો એ દેવલની માનતા કીધાથી તે જખમ રૂજાઇ જાઇ જખમી થએલો માણસ પાછો તંનદરોસત થાએછે. દર રવીવાર અને મંગલવારે હીદુઓ એ દેહેરાની પુંજા કરેછે અને નારીયલ વીગેરે અરપંણ કરી તયાથી પાછા ફરેછે.

એ વાઘઝાઇનાં બુગાડા ઉપર ખંડાલેથી **મોર બાવરી** નામનાં આવેલા ટાકાપરથી નાલામા થઇને રેલવે લાઇન ઓલંગીને જવાયછે. એ બુગાડો સુમારે ૦।। માઇલ લાંબોછે અને વલાણવાલો હોવાથી અંદર દાખલ થતા તદંન અંધારૂં પડેછે જેથી રેલવેના પાતા તથા કાઇબી ચીજ નજરે પડતી નથી. એની અંદર દાખલ થઇ બીજી બાજુપર નીકલી જતાં ઘણીજ સાઉચેતી રાખવાની જરૂરછે, અને બાઇ માણસોએ ખસુશ કરી છોકરાઓને લઇને અંદર દાખલ થવાની હુલડાઇ કરવી નહીં, કારણ દર પાઆ કલાકે ગાડીઓ તેમાથી આવ જાવ કરેછે અને બુગાડાની બાજુપર ઉભા રેહેવાની બરાબર જગાયા નહી હોવાથી કોઇ વખતે ઘભરાટની અંદર અકસ્માત્ થયા વગર રેહેતો નથી, તેમજ આવતી તથા જતી ગાડી એ બુગાડામાં જયારે મલેછે તે વખતે મામલો બેહદ બીકટ થઇ પડેછે. એ બુગાડાની બારીકીથી તપાસ કીધાથી રેલવેવાલાઓને તે કોતરવા અને રસતો સરખો કરવા કેટલી મેહેનત્ અને જેહેમત ખેંચવી પડી હશે તેનો ખેઆલ આપણે શેહેજથી કરી શકીએ છઇએ અને ઇન્જ-નેરી કળા કુઊશળને વખાણીએ છઇએ.



# સરકારી તથા ખાંનગી ઇમારતો.

## બરાખો.

સરકારી ઇમારતોમાં પેહેલાં આપણે સોલજરોની બરાખો અથવા સેનીટેરીયમને મુકશું. એવું કેહેવામાં આવેછે જે ઘણાં વરસોની વાત ઉપર પેહેલ વેહેલાં ખંડાલામાં સરકારે એક Depot કરી તયાં લશકર રાખવાનું ઠરાવયું હતું, અને તેમ થોડાં વરસ સુધી ચલાવી પાછળથી એ બરાખોને સેનીટેરીયમ તરીકે વાપરતી કીધી અને જુદી જુદી રીજમીટોનાં સોલજરોને, હવા ખાવા સારૂં મોકલતા કીધા. બે બરાખો હાલ ખંડાલામાં બાંધેલીછે, જેમાં બધા મલી સુમારે ૧૭૫ સોલજરોનો સમાવ થાય એવી ગોઠવણ કરવામાં આવેલીછે તે ઉપરાંત એક હાસપીટાલનું મકાંન, ડાકટરને રેહેવાનું મકાંન, કમીસરીયટ ખાતાંનું મકાંન, ગારડ રૂમ, વીગેરે તેને લગતી જુદી જુદી ઇમારતો બાંધવામાં આવીછે. એ ઇમારતો સારૂં ખંડાલામાં સરસમા સરસ ટેકડી સરકારે પસંદ કીધેલી છે, જે ટેકડી ઉપર ઉભા રહી જોઇયે છઇયે તો આખાં ખંડાલાનો દેખાવ ઘણો રલીયામણો નજરે પડેછે. એ બરાખો તથા સોલજરોનાં ઉપરી તરીકે "મેજર" ની પદવી ધરાવનાર એક ખાસ અમલદારને તયાં રાખવામાં આવેછે. તયા જવાનો એક કુશાદે રસતો બાંધી લીધોછે, જયા ટાંગામાં બેસી જવાયછે. બરાખો તથા બીજી ઇમારતોની મરાંમત દર સાલ પુણાં ડીસટરીકટનાં ઇનજેનેર

સાહેબની તરફથી કરવામા આવેછે, અને તે સારૂં તે સારી હાલતમા રાખવામા આવેછે.



**ક્રાઈસ્ટ ચર્ચ ખંડાલા**—બરાખની આગલ ચાલયા કે જમણાં હાથપર એક અંગરેજોનું દેવલ આપણી નજરે પડેછે. એ દેવલ સને ૧૮૬૨ ના સાલમાં **મી૦ જેલ** નામનાં પાદરીએ ઊપરાંણું કરી બાધયું હતું, એની અંદર ૩૨ બેઠકો લાકડાંની બનાવીછે, જે દર બેઠકો ઉપર પાચ પાચ માણસો લેખે સુમારે ૧૬૦ માણસોનો સમાવ થઇ શકેછે. એ દેવલની મોહોટી બારી જે તરેહવાર સુંદર રંગના કાચોની બનાવેલીછે તેની અંદર કાચનાજ નીચલા લેખો સમાવેલાછે.

To the Glory of God & in Memory of Solomon Tredwell who died at Khandalla November 30, 1859.

આએ દેવલની અંદર મહીનામા એક વખત પાદરી આવી બંદગી કરાવી વાયજ વીગેરે કરેછે, દર રવીવારે દેવલમા અંગરેજો, સોલજરો, વીગેરે ભેગા મલેછે અને ખંડાલાના કમાનડીંગ આફીસર પાદરીનું કામ બજાવેછે દેવલની અંદર એક સુંદર હારમોનીયમ મુકેલુ છે અને આએ એકાંત જગાપર એક અવાજે હારમોનીયમના મધુર રાગ સાથે બંદગીના અવાજો આપણા કાને પડી આપણને ઘડી ભર તે બારેહકતાલા સાહેબની દરગાહાનો ખયાલ આપેછે. એ દેવલની ઇમારતની દર સાલ સરકાર તરફથી મરામત કરવામા આવેછે.

# શેઠ બેહેરાંમજી જીજીભાઇનો બંગલો.



કરજતથી ઘાટ ચહડી ચહડીને આગગાડી જેમ જેમ રીવરસીગની નજદીકમા આવતી જાયછે, એટલે આપણા ડાહાબા હાથ તરફ એક ગંજાવર ખીણની નજદીક ટેકડીની ટોંચ ઉપર એક બગલો તેની આજુબાજુ સરોવરના ઉંચા ઝાડો સાથે આપણી નજરે પડેછે. એવુ કેહેવામા આવેછે જે એ બગલો અસલ મી૦ આદમસન નામના ઘાટ બાધનાર ઇનજનેરે બાધયો હતો, જે પાછલથી શેઠ ખરશેદજી ફેરદુનજી પારખે ખરીદ કરી તેની ઉપર બીજો મોટો ખરચ કીધો હતો, તયાર બાદ તે શેઠ બેહેરામજી જીજીભાઇએ ખરીદયો હતો. એ બગલો ઘણો મજબુત અને પાકકી બાધણીનોછે, તેના વર નદાપર ઉભા રહીને આજુબાજુના દેખાવો જોઇયેતો આપણુ દીલ ખુશ થયા વગર રેહેતુ નથી. આખુ કોનકનનુ બોહોલા વીસતારનુ મેદાન, તેમાના ઝાડો, ટેકડીઓ, નાલાઓ સાથે ખુલ્લુ દેખાયછે, અને તે ઉપરાત ઘાટપરથી આવતી અને રીવરસીગપર જતી ગાડીઓ એક રમકડા જેટલી સાપની મીસાલે ધીમી ધીમી ચાલતી નજરે પડવાથી આપણને ઘડીભર રમુજ મલયા વગર રેહેતી નથી: એની એક પાછલી બાજુપર મોહોટી **કાચલદરા** નામની ખીણ આવેલીછે જેનો દેખાવ જોયાથી આપણું દીલ હેરત ભરયું થયા

વગર રેહેતું નથી. એજ બંગલાપરથી રેલવેવાલાઓનાં બંગલાપર, **બાટરી હીલ** તથા **એલફીનસટન પાઈંટપર** જવાયછે જયા ફરી આજુબાજુનાં દેખાવો જોવાની હું સરવેને ભલામંણ કરૂંછું. એ દેખાવો એવાતો સરસ ઘંભીર અને મનોરંજક લાગેછે જે તેની તારીફ એક કવીની કલમથીજ બરાબર થઇ શકે. ખંડાલે જનાર પહરાંણાવો અગત ફરી એ જગાપેર ખુદરતી દેખાવો જોવાને જાયછે. જયાથી જાસો તયાથી કોનકંનનો સરસ દેખાવ, માથેરાંનની ટેકડી, બાવા મલંગનો પાહાડ, રાજમાચી, બેહેરન અથવા નાઠપહારનો પાહાડ, અને બીજી ટેકડીઓ પુર દમાંમ સાથે ઉભેલી આપણી નજરે પડશે. બંગલાની પશચીમ બાજુની દેવાલ નજદીક એક નાખેલો પથરો, તે પર બે હીંદુઓની મુરતી તથા કાંઇ લેખ કોતરેલો પડેલોછે, જે પથર મી૦ આડમસન નામનાં ઇનજનેરે ઘાટનાં કામની વખતે મેલવેલો કેહેવાયછે.



# સેંટ ઝેવીયર સેનીટેરીયમ.



આએ સુંદર સેનીટેરીયમ ખંડાલા મધે એક ઉંચાણ
ડી ઉપર ખંડાલા સટેશનથી સુમારે બે માઈલ દુર
વેલુંછે. એ સેનીટેરીયમની તવારીખ જાણવાજોગ છે;
જગાપર હાલ સુંદર અને ઓહોલા વીસતારની ઇમારત
યા દીલખુશ બાગ વીગેરે જોવામાં આવેછે તે દસ
રસની આગમચ એક ડરાંમણી માતર ઝાડીવાલી ટેકડી
તી, તે વાઘ, ચીતા, અને જંગલી જનાવરોને સંતાઇ
સવાનું મકક હતું, જે જગાપર કોબરા જાતનાં સાપો
ને કાલા વીછુઓ બેસુમાર હતા અને જયાં ફરવા
રવાને ધાસતી ભરેલું લાગતું હતું. આવી ડરાંમણી
ક વખતની જગાને સુધારી દીલપસંદ કરવાનું દરેક
ન મુંબઇવાલા સેંટ ઝેવીયર કાલેજનાં "જેસુઈટ
ધરો" અને મુખય કરી તે વખતનાં એ કાલેજનાં માન-
ત રેકતર **ફેવરંડ ફાધર દેલહોફ** જેવો હાલ મુંબઇનાં
મન કાઠલીક પંથના આરચબીશપના મોહોટા હોધા
પરછે તેવોને ઘટેછે. સને ૧૮૮૪ નાં સાલમાં એ
હોલા વીસતારવાલી નજદીક ૭ એકરની જગા માતર
૧૫૦૦) એ ખરીદ કરવામાં આવી, જે વખતે ખંડાલામાં
ા ખાવા આવનાર સાહેબો, એ જગાપર સેનીટેરીયમ
ધવાની યોજનાં હસી કાહાડતા હતા, અને તેજ સાહેબો

હમણાં તયાં થયલો ફેરફાર જોઇ તારીફ કરયા વગર રેહેતા નથી. હાલ જે ફુશાદે મકાન બાંધવામાં આવયુંછે, તેનો દીઝાઇન અને નકશો એક "ફાધરે" કાહાડયો હતો અને એ આખું સેનીટેરીયમ ખુદ પાદરીઓની દેખરેખ હેઠલ અને ઘણીજ કરકસરથી બાંધી ૧૮૮૫ નાં સાલમાં પુરૂં કરવામાં આવયું હતું, એની અંદર વીસ ઓરડાઓ, એક મોહોટો જમવાનો ઓરડો, અને એક ચોકસ ભાગ **દેવલ** સારૂં બાંધયોછે. એ મકાંન સેંટ ફરાનસીસ ઝેવીયર કાલેજના "ઝેસુઇટ ફાધરો" નાં ·વપડાસ ફાજે બાંધવામાં આવયુંછે. પોતાની કાલેજનાં છોકરાઓને કેલવણી આપવામાં પડતી રાતદીનની અઘાગ મેહેનતમાંથી ફારેગ થઇને કાલેજની છુટીનાં દીવસો ઉપર એ લાયકીવાલા અને પ્રમાંણીક શીક્ષકો તથા પરોફેસરો પોતાના મગજને સાંતી તથા દેહેને કઉવત આપવા સારૂં આએ મકાંનમા થોડા દીવસ આવી રેહેછે. દર સાલ એ જગાપર કાઇને કાંઇ સુધારો કરવામાં આવેછે. બોહોલા વીસતારનાં કંપાઉંનડમાં ફરવા હરવા સારૂં રસતાઓ કાહાડી તેની આજુબાજુ ઝાડો રોપવામાં આવયાંછે તેમજ એ મકાંનની આખી હદ તારની વારથી ભરી લેવામાં આવીછે, તે ઉપરાંત એક સુંદર બાગ, એક કુવો અને બીજાં મકાંનો રોણકદાર બનાંવી આખી જગા ખુશનુંમાં અને આખા ખંડાલામાં ફરવા હરવા લાયકની કરવા પાછલ મોહોટો ખરચ કરવામા આવયોછે. એ મકાંનના કંપાઉનડની અંદર ફરવા હરવાની કોઇને મનાઇ

કરવામાં આવતી નથી. આંએ ટેકડી ઉપર ઉભા રેહી પશ્ચીમ તરફનો દેખાવ જોઇ દીલ ખુશ થયા વગર રેહેતું નથી. રીવરસીંગ સટેશન, તેની બાજુની ગંજાવર ખીન, ખપોલી, માથેરાંન, તથા બાવામલંગનાં પાહાડો, મુંબઇ નજદીકની ફનલ હીલ તથા બીજી ટેકડીઓ અને આસમાંન ખુલ્લું હોય તે વખતે મુંબઇનાં બારાંનો દેખાવ ઘણો ખુશનુંમાં નજરે પડેછે.

---

## સેંટ મેરીઝ સેનીટેરીયમ, ટેકડી તથા આજુબાજુનાં દેખાવો.

---

આએ સુંદર મકાંન ખંડાલામાં એક ઓહોલા વીસતારની ટેકડી ઉપર બાંધવામાં આવયુંછે. આપણી વસતીનાં જાંણીતા એક સોલીસીટર મી૦ મેકફારલંનનો એ ટેકડી ઉપર આગલ એક બંગલો હતો, જે હુમણાંબી મોજુદછે, તે બંગલો મી૦ મેકફારલંન પાસેથી સેંટ મેરીઝ ઇનસટીટયુશનવાલાઓએ સને ૧૮૭૯ ના સાલમાં ૩૪૦૦૦ ની કીંમતે ખરીદયો હતો, અને તયારબાદ તેની અંદર મોહોટો ખરચ કરી બીજી ઇમારતો બાંધવામાં આવી હતી. દર વરસનાં મે તથા ડીસેમબર માસમાં એ સકુલનાં બોરડરો તેમજ સુમારે ૭૫ યુરોપીયન અને યુરેઝીયન માએબાપ વગરનાં બચાંઓને હવા ખાવા સારૂં ખંડાલે લાવવામાં આવેછે, અને તેટલાઓનો સમાસ થઇ શકે તેટલી એક મોહોટી ઇમારત જમવા સારૂં, એક

બીજો બંગલો, અને માસતરોને રેહેવા સારૂં એક તરીજું મકાન બાંધવામાં આવયુંછે. એ સેનીટેરીયમ આપણે કરજતથી આગગાડીમાં બેસી જેમ રીવરસીંગની નજદીક આવયે છઇયે તેમ પેહેલાં તે આપણને દુરથી એક ગંજાવર ખીણની ટોચપર આવેલું દેખાયછે. આગગાડી, રીવરસીંગ-પરથી ખંડાલે વાયઆઇનાં બોગડામાંથી નીકલી ખીણને નાંકે નાંકેથી, કેમ પોતાનો રસનો ધીમે ધીમે, કાપતી આગલ જાયછે તેનો આબેહુબ દેખાવ એ સેનીટેરીયમની ટેકડી ઉપર ઉભા રહી આપણે જોઇયે તો તે નજરે પડી આપણને ખચીત હેરતભરયા કરેછે.

**જાંન ગરાહામની ઘોર**—સેંટ મેરીઝ સેનીટેરી-યમનાં કંપાઉંડમાંજ એક ઉંચી પથરની બાંધેલી ઘોર આવેલીછે, જે આપણ આગગાડીમાં બેસી કરજતથી જેમ જેમ ખંડાલાની નજદીક આવયે છઇયે તેમ તેમ એક ગંજાવર ખીણને નાંકે બાંધેલી આપણી નજરે પડેછે. એ ઘોરની ઉપર એક તકતી મારેલીછે જેપરથી માલમ પડેછે જે મી૦ જાંન ગરાહામ નાંમનો અંગરેજ જે મુંબઇનો ડેપ્યુટી પોસટ માસતર જનરલની પદવી ધરાવતો હતો, તે ખંડાલામાં સને ૧૮૩૯ માં મરણ પાંમયો હતો અને આએ ઘોર તેનાં દોસતોએ ઉધરાણું કરી બાંધી હતી. એ તકતીની અંગરેજી નકલ નીચે પરમાંણેછે:—

To
John Graham Esq,
Deputy Post Master General of Bombay
An Active Originator, Warm Supp rter & Accomplished Member

Of the Agricultural Society of Western India
Born at West Kirk on Esk 1805.
Died at Khandalla 28th May 1839.
Erected by his numerous Friends throughout this Presidency
In Commemoration of
The many Estimable Qualities for which he was distinguished
In all the relations of Private Life & those untiring exertions
To oblige for which he was not less Conspicuous in the
Discharge of his Official Functions
And in token of their High Sense of his disinterested labours
And valuable Contributions in the Course of Botanical Science.

ઉપલીજ઼ ઘોરની પાસે એક બીજી નાધલી ઘોર આવેલી છે, જે ઉપર ઉભા કીધેલા પથરાપર નીચે પરમાણે અંગરેજીમાં લખેલું છેઃ—

Sacred to the Memory of
Mary Jane
Infant Daughter of Joseph & Harıette Duncombe
Who departed this life on the 3rd Decr 1842
Aged 13 months & 25 days.

એ ઘોર મુકી આગલ ચાલયા કે એક નીચાણવાલી જગાપર જવાયછે, જયાંથી **કાચલદરા** નામની ગંજાવર ખીણનો ગંભીર દેખાવ આપણી નજરે પડેછે. એ ખીણ કરજતથી શરૂ થાયછે તે આખા બોહોરઘાટની ડાબી બાજુપર આપણી સાથેની સાથે ચાલતી હોય એમ લાગેછે અને ખંડાલામાં મી૦ હીલ નામના અંગરેજના બંગલા આગલ એનો છેડો આવેછે. એ ખીણની અંદર

ઝાડી ચીકાર આવેલીછે અને ચોમાસાની અંદર ધોધબંધ પાણી દોડતું જઇ કરજત નજદીકની નદીમાં પડેછે, જે વખતનો દેખાવ ઘણો મનોરંજક લાગેછે. એમાં જંગલી જનાવરો ઘણું કરી મલેછે, વાસતે છેક નીચે ઉતરવાની હીમત કોઇએ કરવી નહીં એ કાચલદરા ખીણની ઉપર આવેલી ટેકડીઓની ટોચપર કેટલાએક બંગલાઓ બાંધેલા જોવામાં આવેછે જેમાં શેઠ બેહેરામજી જીજીભાઇનો બંગલો, સર જમશેદજી જીજીભાઇનો બંગલો, સેંટ મેરીઝ સેનીટેરીયમ એ મુખ્યછે. એજ ખીણને નાકે અસલ લારડ એલફીનસટન જે વખતે મુંબઇનો ગવરનર હતો તે વખતે પોતા સારૂં એક બંગલો બાંધ્યો હતો જયાં તે પોતે આવી રેહેતો હતો, જે બાબેનો દાખલો નીચે પરમાણે એક અંગરેજી કીતાબપરથી મલેછે:—

There is a Bungalow at Khandalla erected by Monstuart Elphinstone (Governor 1819 27) where he very often resided It is situated on a knoll overhanging a Great precipice down which a water fall tumbles 1200 feet in four, successive falls



# યુરોપીયન કાનવેલેસંટ હોમ.

---

આખા ખંડાલામાં આએ એક ખુબસુરત ઇમારત છે, જે રૂ૫૦૦૦૦ ની મોહોટી રકમ ખરચી બાંધવામાં આવેલીછે, અને જે તઇયાર થવા પછી તા૦ ૨૩ મી એપરેલ ૧૮૯૨ નાં દીવસે મોહોટી ધામધુમ સાથે નાંમદાર ગવરનર લારડ હેરીસે ખુલ્લી મુંકી હતી. મુંબઇની યુરોપીયન જેનરલ હાસપીટાલથી કોઇ અનજાંણું નહી હશે. એ હાસપીટાલની અંદર જે અંગરેજો સારા થાયછે, અને ડાકટર તેવા દરદીને હવા ફેરબદલ કરવા સારૂં બાહેર મોકલવા દરૂસત ધારેછે તેવા શખસો સારૂં આએ **કાનવેલેસંટ હોમ** બાંધવામાં આવયુંછે. એ બાંધવાની યોજનાં પેહેલ વેહેલી મીસીસ લીટનટન નામની બાનુંએ લારડ રે ગવરનરનાં વખતમાં સોધી કાહાડી હતી, જે એક વગવાલી કમીટીએ ઉપાડી લેઇ આનરેબલ મી૦ ફારેસટનાં સેકરેટરીપણાં હેઠલ એ કાંમ સરંનજામ ઉતારવાનું માથે લીધું હતું. એ કમીટીની અંદર મુંબઇનાં ઘણાં વગવાલા અંગરેજ ગરહસથો દાખલ થયા હતા, જેમાં મુખય કરી બોમએ બરોડા રેલવે કંપનીનાં એજંટ કરનલ બીસેટ, ડાકટરો આરનોટ તથા કાલી, પી. ઓ. કંપનીવાલા મી૦ યુલોથ, ટાઇમસ આવ ઇનડીયાનાં માલેક મી૦ કેન, બરીટીશ ઇંડયા સટીમ નેવીગેશન કંપનીવાલા મી૦ ટરનર વીગેરેની અથાગ મેહેનતથી

જોઇતી રકમ તેવો મેલવી શકયા હતા. તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૮૯ ને દીને નામદાર ગવરનર **લારડ રે** એ યુરોપીયન જનરલ હાસપીટાલનો પાયો નાંખતી વખતે આવા એક **હોમ**ની અગત ખુલી દેખાડી આપી પોતે ફંડમાં રૂ૧૦૦૦ ની રકમ ભરી આપી, જે રકમ વધી તુરતજ રૂ૩૫૦૦૦ ની થઇ હતી. તયાર બાદ **લેડી રે**એ ૧૮૯૦ ની અંદર એક ફેનસી ફેર મુંબઇમાં ભરયું જેની આયપતમાથી રૂ૧૦૦૦૦ ની મોહોટી રકમ એ **હોમ**નાં ફંડમાં આપી હતી, અને પાછલથી **લેડી હેરીસે** એજ પરમાણે એક ફેનસી ફેર ભરી તેમાંની આવકનો ચોકસ ભાગ, રૂ૫૦૦૦ ફંડમાં આપયા હતા. એ પરમાણે એ **હોમ**ની ઇમારત બાધવામાં નજદીક અરધા લાખની રકમ તુરત ભેગી કરવામાં આવી હતી. એ **હોમ**નાં નીભાવનાં ફંડમાં બીજા અંગરેજ ગરહસથોએ સારી રકમ ભરી હતી, જેમા મુંબઇના એડવોકેટ જેનરલ **ચાનઝઅલ મી૦ લેથમે** રૂ૭૦૦૦ ની મોહોટી રકમ આપી હની.

એ કાનવેલેસંટ હોમ કયાં બાંધવું એ અગતયનાં સવાલ ઉપર કમીટીએ પુરતું ધયાન આપેલું કેહેવાયછે. લાનોલી, માહાબલેશવર, માથેરાન, ઇગતપુરા, નાસક, પંચગની, દેવલાલી, અને બીજી જગાયાઓ ઉપર, એ **હોમ** બાંધવાથી થતા ફાયદા અને ગેરફાયદાઓ ઉપર પુરતો વીચાર કીધા બાદ **ખંડાલા** પસંદ કરવામાં આવયું હતું. મુંબઇ સરકારના આરકીટેકટ મી૦ જાન

આડમ પાસે એ ઇમારતનો દીઝાઇન કરાવયો હતો. એ ઇમારત મુંબઇની **યાટ** કલબને ઘણી ખરી મલતી છે. તેમાં તરણ ટાવરો આવેલાછે અને આખી ઇમારત ખંડાલાનાં કાલા પથર ને ચુનાં તથા સાગવાની લાકડાંથી એક મજલાની બાંધીછે, જેમાં બે ભાગ કીધાછે. એક ભાગ મરદો સારૂં અને બીજો ઓરતો સારૂં હેલાયદા રાખવામાં આવયોછે, તેમાં ૧૭ બીછાંણાં રેહી શકે તેટલી ગોઠવણ કરવામાં આવીછે. ઓરત લોકોનાં ભાગની અંદર નીચે જમવાનો ઓરડો, "નરસ" લોકોનો બેસવાનો ઓરડો, દવાખાનું વીગેરે રાખવામાં આવયુંછે, અને માલ ઉપર ૯ જણાંઓ સુવે એટલી જગા રાખેલીછે. મરદ લોકો સારૂં જે ભાગ રાખવામાં આવયોછે તેની અંદર ઘણી ખરી એવીજ ગોઠવણ કીધીછે; એ ઉપરાંત લાયબરેરી, બાઠ રૂમો, વીગેરે હેલાયદાં રાખવામાં આવેલાંછે. ખંડાલાની અંદર જે જગા ઉપર એ **હોમ** બાંધવામાં આવયુંછે તે જગા તારીફ લાયક સોધી કાહાડવામાં આવીછે. હીયાંથી આજુબાજુનાં દેખાવો ઘણાં ખુશનુમાં નજરે પડેછે અને ૧૬ એકર વાલી બોહોલા વીસતારની જગાપર એ સુંદર ઇમારત બાંધી, ખંડાલા સેનીટેરીયમને સોભાયમાંન બનાવવામાં આવયુંછે, એમ કેહેવામાં સહરાગાત ભરેલું કેહેવાય નહી.



# નવાબ ફકરૂલમુલકનો ટેકડી.



કાનવેલેસ ટ હોમની આગલ ચાલયા કે જમણા હાથપર એક ઉંચી ટેકડીપર જવાયછે, જે ટેકડી ખંડાલાની સરવે ટેકડીઓમા વધારે ઉંચીછે અને જે હૈદરાબાદવાલા નવાબ ફકરૂલમુલકે ખરીદ કરી તેઓએ તે ટેકડીનું નામ **સુરદંન હીલ** કરી આપયું છે. એ ટેકડીની ટોચપર જવા સારૂં એક કુશાદે રસતો બનાવયો છે જેની પાછળ પાચ હજાર રૂપીયા ખરચેલા કેહેવાયછે. એ રસતો મુંબઇના ઇજનેર મી૦ કેમબેલે બાધી આપયોછે, જે પરથી ઘોડાની ગાડી આશાનીથી છેક બગલાની નજદીક જઇ શકેછે. એ ટેકડીપર હાલમા એક બગલો નવાબ સાહેબે બાધયો છે અને બીજા બે બંગલાઓ બાધી તે પર સારી રકમ ખરચવાનો ઇરાદો રાખેલો સંભલાયછે હયાથી રીવરસીંગ સટેશનનો દેખાવ તથા ખડાલાની બીજી ઇમારતો વીગેરેનો દેખાવ સારો નજરે પડેછે, તથા જગા ઉચાણમા અને ખીણને માથે આવવાને લીધે પવન પુર જોસમા ફુકેછે.



# સર જમશેદજી જીજીભાઈ બારોનેટનો બંગલો.

## DUKE'S RETREAT.



ખંડાલાનો તલાવ પસાર કરી આગલ ચાલયા, કે જમણા હાથપર, એક ઉચી ટેકડીપર, ઝાડોથી ઢંકાઇ ગયેલો, અને ખીણની ટોંચપર આવેલો, એક મોહોટા વીસતારવાલી જગયાપર બાંધેલો બંગલો આપણે જોઇયે છીયે. એવું કેહેવામા આવેછે જે એ બંગલો આગલ ઘાટ બાંધનાર ઇંજનેર મી૦ કલાઉઝરનો હતો, જેની પાસથી બીજા સર જમશેદજીએ ખરીદ કીધો હતો, જેની સુમારે રૂ ૩૨૦૦૦ ની મોહોટી રકમ આપી હતી, તયારબાદ એ બંગલા પાછલ બીજું સારૂં નાણું ખરચીને એમા કેટલોએક ફેરફાર કરવામા આવયો હતો. એ બંગલો કેટલાએક નામાકીત રાજવંસીઓને ઉતારો આપવાનું માન ધરાવેછે. જે વખતે આપણી હીંદ સરજમીન ઉપર આપણી માયાલુ માહારાણીજીના બીજા પુતર ડયુક આફ એડીનબરોએ પગ મુકયો હતો, તયારે તેઓને ઘાટ તથા કારલીના ગોફાઓ દેખાડવા સારૂં, ખંડાલે લાવવામાં આવયા હતા, તે વખતે બીજા સર જમશેદજીએ તેઓને પોતાના એ બંગલામા ઉતારો આપયો હતો એટલુંજ નહીં પણ સટેશનપરથી ચાર ઘોડાની ગાડીમા બેસાડી

પુર દમામથી અને દબદબાથી ડયુક સાહેબને, અને તેઓના સાથીઓને, પોતાના પહરાણા તરીકે લાવીને ઉતારયા હતા. આખા ખંડાલામાં એક નાકેથી બીજા નાકા સુધી લાઇટ કરાવી હતી, અને આએ સુંદર સેનીટેરોયમ ઘડીભર તે દાહાડાપર હલીમની રહયું હતું તયારથી એ બંગલાનું નામ Duke's Retreat કરી આપેલું કેહેવાયછે, જે નામે આજીબી એ બંગલો ઓલખાયછે તયારબાદ નામદાર પરીનસ આફ વેલસ જયારે હીંદુસતાનમાં આવયા હતા, તે વખતે પણ એઓને તથા એઓના રસાલાને પોતાના પહરાણા દાખલ બીજા સર જમશેદજીએ લાવી રાખયા હતા, જયારે પણ ધામધુમ ખંડાલામાં બેહદ કીધેલી કેહેવાય છે, અને એ બેઉ રાજવંસી ઉમરાવોને દર રીતનું સુખ ખાણું પીણું વીગેરે આપવાની મેનીજ એક વખતના જાણીતા શેઠ પાલનજી પોહોચખાનાવાલાને આપી તે પાછલ રેકમ નાણું બીજા સર જમશેદજીએ ખરચવામાં કાઇબી બાકી રાખયું ન હતું.



# ખંડાલાનું જુનું ગામ, તલાવ તથા બજાર.



ભીમા ટેકડીની નીચે અને ખંડાલા સટેશનની સામેની બાજુપર એક ઉચી જગાપર એક ગામડું દેખાયછે. એ ગામડું અસલ જુનું ખંડાલાનું ગામ હતું, જયાં કેટલાએક ઘેરો હજુર મોજુદછે અને હીંદુઓની તયાં વસતી આવેલીછે. ગામથી થોરા વારના છેટાપર બીજાં ઝુંફડાઓ આવેલાછે, જયાં હલકી વરણના લોકો માહાર, ચમાર, વીગેરે વસેછે. એ ગામડું ખંડાલામાં એક સારી જગાપર આવેલુંછે, જયાં પગે ચાલી ફેરવા હરવા જવાઇ શકાયછે. એની આગલ મી૰ સમરસ નામના અંગરેજે તરણ નાધલા બંગલાઓ બાધયાછે જે ગરમીની મોસમમાં ભાડે આપેછે.



**તલાવ**—આગગાડીમા બેસી જવા આપણે ખંડાલામાં દાખલ થઇયે છઇયે કે જમણા હાથપર આપણે એક મોહોટો તલાવ જોઇયે છઇયે. એ તલાવ ઘણો પુરાણો છે અને એની અંદર પાણીના ઝરાઓ ઘણા આવેલાછે. એમાનું પાણી ખંડાલાના રહીશો પીધામા વાપરેછે. તલાવની દેવાલપર એક તકતી મારેલીછે જેની ઉપરનો લેખ નીચે પરમાણેછે :—

THIS TANK
Was Cleaned and Improved
A. D. 1840-42
At the Joint Expense
of the Bombay Government
and
Sir JAMSETJI JEEJEEBHOY.

એ તલાવની અંદર કુવા બાંધેલાછે. જે વખતે તલાવનું પાણી ગરમીની મોસમમાં સુકાવા આવેછે તે વખતે એ કુવાનું પાણી ઘણું ઉપયોગી થઇ પડેછે. તલાવની અંદર કપડાં ધોવાની અથવા નાહાવાની મના કરવામાં આવેછે અને પુણાના કલેકટર સાહેબે તયાં જાહેરનામું મારયુંછે જે "તલાવમાં ગલીચી કરનાર શખસને પકડી શીક્ષા કરવામાં આવશે." તલાવની પશચીમ બાજુપર જી. આઇ. પી. રેલવેવાલાઓની "સેફતી લાઇન" પસાર થાયછે જેની ડાબી બાજુપર એક બીજો નાધલો તલાવ આવેલોછે જેમાં કપડાં વીગેરે ધોવા દેવાની મનાઇ નથી.

**બજાર**—ખંડાલાનું બજાર મુંબઇ પુણા રસતાની બેઉ બાજુપર આવેલુંછે. હયાં સુમારે એક હજાર માણસની વસતીછે અને સુમારે છસો ઘરો, ઝુંપડાઓ વીગેરેછે જેની અંદર બરાહમણો, હીંદુઓ, ઘાટીઓ, મારવાડીઓ, કુનબીઓ, શરાવકો, મુસલમાનો, લીનગાએટ વાણીઓ, પરદેસીઓ, સોનાર, લોહાર, સુથાર, કડીયા, દરજી, વીગેરે લોકો વસેછે તેજ પરમાણે હજામ અથવા

કંપનીનો અંગરેજ ડાકટર રહેછે, જે જરૂરની વખતે બોલાવવાથી આવેછે, પણ આવતા જતા કલાક બે નીકલી જાયછે. ખંડાલા સેનીટેરીયમ તથા સોલજરોની હાસપીટાલ સારૂ એક ડાકટર રાખવામાં આવેછે, જેને જરૂરની વખતે બોલાવવાથી તે હાજર થાયછે.

ખંડાલાના બજારની નજદીક એક જઇફ જરથોસતી **મી૦ સોરાબજી દાદાભાઈ** હાઉસ એજંટ નામના રહેછે. એવો ખંડાલાની અંદર પેહેલા જ્યારે આગગાડી ન હતી, અને ટપાલ મુંબઇથી પનવેલી, ને પનવેલીથી ખપોલી, થઇને ઘાટપરથી લાવી પુને પોહોચતો કરવામાં આવતો હતો તે વખતના "મેલ કંટ્રાકટર" શેઠ પેસતનજી સોરાબજી, જેઓ એક અથોરનાન હતા અને જેના નબીરા શેઠ પદમજી હાલ પુનામાં વસેછે, તેઓના હાથ નીચે મેનેજરનુ કામ કરતા હતા એઓ એક માયાલુ દીલના એકમારગી અને ધરમાતુ ગરહસથછે, જેઓ પોતાની નાણા સબંધી બતંગ હાલત છતા, ખંડાલાના ગરીબોને દવા દારૂ વીગેરે મફત આપેછે અને પોતાનો ફરસુદનો વખત બંદગીમા ગુજારવા ઉપરાત, ગરીબોના સુખ પાછલ સારી કાલજી રાખતા દેખાયછે. ખંડાલામા એઓ હાઉસ એજંટનુ કામ કરેછે, અને કેટલાએક જરથોસતીઓએ પોતાની મીલકતોની દેખરેખ કરવાનું કામ એઓને સોપયુછે ટપાલ આફીસની પછવાડે તથા મુસાફર બંગલાની નજદીકમા પોતાના એક નાધલા બંગલામા એકાંત જીંદગી એઓ ગુજારેછે.



**ટરાવલરસ બંગલો** અથવા જેને મુસાફર બંગલો કરી કેહેછે તે ખંડાલામાં સટેશનની નજદીકમાં આવેલોછે અને એની પાસે **પારહા** નામની ખીણ આવેલીછે. આએ બંગલામાં અંગરેજ મુસાફરોને ઉતારો આપવામાં આવેછે. એક મેસમેનને તયાં રાખેલોછે જે મુસાફરોને ખાવા પીવાની દરેક રીતની માવજત કરેછે. એક રાત અને એક દહાડાનું એક રૂમનું ભાડું રૂ ૧) આપવું પડેછે. અગરજો ફકત દીસનાજ ઉતરી ચાલી જાય તો ભાડું દર ઓરડા દીઠ રૂ૦—૮—૦ લેવામાં આવેછે અને ખાવાના ચારજ રૂ ૧ થી રૂ ૧॥ સુધી પડવા જાયછે.



**ઈજનેરનો બંગલો**—આએ બંગલો બરાખ તરફ જતા રસતાની જમણી બાજુપર આવેલોછે. એની અંદર પુના ડીસટરીકટના ઈજનેર સાહેબ તથા ખંડાલા ડીવીઝન જે પાસે હોયછે તે ઈજનેરને કામસર જયારે ખંડાલે આવવું પડેછે તે વખતે તેઓ તયાં ઉતારો લે છે. અગર જો બંગલો ખાલી હોય ને કોઇ લશકરી અમલદાર તેમાં રેહેવા માંગે તો દીવસનું ફકત રૂ ૦—૮—૦ ભાડું લેઇ તેને તયાં રેહેવાની પરવાનગી આપવામાં આવેછે.



**સરકારી નીશાલ**ની એક નાધલી ઇમારત ખંડાલા બજારમાં રસતાની બાજુપર આવેલીછે, એમાં હીંદુ તથા મુસલમાનના બચાઓને મરાઠી કેલવણી આપવામાં આવેછે, જેમાં સુમારે ૨૫ છોકરાઓ દરરોજ હાજર રેહેછે. એ નીશાલની ઇમારતનું સમારકામ દર વરસ સરકાર તરફથી કરવામાં આવેછે.



**ટપાલ આફીસ**—આએ આફીસ બજારમાં દાખલ થતાંજ જમણા હાથપર આવેલીછે, એમાં એક ટપાલ માસતર અને હાથ તલે બે તરંણ સીપાઇઓ કાગજ પોહોચાડનારા રાખવામાં આવયાછે. મુંબઇથી નીકલતી સહવારની આંઠ વાગતાની ટરેનમાં ટપાલનાં કાગજો ખંડાલામાં એક વાગે આવેછે. બપોરનાં બે વાગતેની નીકલતી ટરેનનાં કાગજો સાંહાંજનાં ૬ કલાકે પુગેછે, અને રાતની ૯ કલાકની મેલ ટરેનનાં કાગજો રાતનાં બે વાગતે આવેછે, અગરજો આપણું માણસ આપણાં કાગજો ટપાલ આફીસમાં લેવા મોકલયે તો તે સહવાર, બપોર ને સાંહાંજ એમ તરંણ વખત આપણને કાગજો મલેછે. ફકત રવીવારને દીવસે સહવારનાંજ કાગજો આપવામાં આવેછે, એ પરમાણે ખંડાલામાં ટપાલનું સુખ બેહદ છે.



**પોલીસ આફીસ**—સટેશનની નજદીકમાંજ આએ ઇમારત બાંધેલીછે. હીયાં વડગામથી ફોજદાર સાહેબ

જ્યારે કાંમ પડેછે તે વખતે આવી પોતાની કચેરી ભરેછે અને કેદી લોકોને તયાં એક મજબુત કરી લીધેલા ઓરડામાં બંધ કરવામાં આવેછે. ખંડાલાની અંદર ફકત તરંણ સીપાઇઓ પોલીસના રાખવામાં આવેલાછે. હીયાં ચોર અથવા લુચચા માણસો નથી, તોપણ બજારમા કોઇ કોઇ વખતે ચોરીની બુમ પડેછે, જે કરવા સારૂં આજુ બાજુનાં ગામડાંમાંથી ચોરો આવેછે, પણ તેવાં માણસો પકડાયા વગર રેહેતા નથી.



**પબલીક વરકસ સટોર**—બરાખની ટેકડીની નીચાણમાં રસતાની ડાહાબી બાજુપર ઇન્જનેર ખાતાંનો સટોર રાખયોછે. હીયાં સરકારી રસતાપર ખડી દાબવાનાં પથર તથા લોખંડનાં રોલરો, ઇંટ, ચુનો, લાકડાં, લોખંડકાંમ વગેરે સરવે સરકારી સામાંન રાખવામા આવેછે, જેની દેખરેખ સારૂં એક કારકુન અને એક ચોકીદાર, સરકારે રાખેલાછે.



# ધરમશાળા અથવા પારસી સેનીટેરીયમ.



ખંડાલાની અંદર, બજારની એક બાજુપર, અને તલાવની નજદીકમા એક કુશાદે મકાન, પેહેલા સર જમશેદજી જીજીભાઈ બારોનેટે બાધ્યુ હતુ, જે પાછલથી તેઓએ પારસીઓના વપડાસ માટે આપી, મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહેલા બારોનેટના ચારીટી ફંડના ટરસટીઓને સવાધીન કીધુ હતુ, જે ફંડના હાલના હઇયાત ટરસટીઓ સર જમશેદજી જીજીભાઇ, શેઠ ખરશેદજી ફરદુનજી, શેઠ નશરવાનજી સોરાબજી જમશેદજી, શેઠ શાપુરજી જીવાજી, શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી, વીગેરેના નામો જોવામા આવેછે એ મકાનમા બધા મલી આઠ ઓરડાઓ કીધેલાછે, જેમા આઠ કુટુંબો આશાનીથી રેહી શકેછે, અથવા એખલા મરદો, દર ઓરડીમા તરણ તરણ સમાવવામા આવેછે. દરેક ઓરડીનુ બબરચીખાનું જુદું બાધ્યુ છે. એ ધરમશાલાની દેખરેખ એક માણેકજી નામના જરથોસતીને સોફીછે, જેઓ પોતાના કુટુંબ સાથે ધરમશાલામાજ રેહેછે, અને જેઓ પહરાણાઓની સારી માહાવજત લીયેછે પહરાણાઓને તેઓ થોડી ફીમા સારૂ પકવાન પકાવી ખવાડેછે, અને તે ઉપરાત જો પહરાણાઓ પોતાને હાથે પકાવી લેવાને રાજી હોયતો તેમ કરવા

દેવાની તેઓને પુરતી છુટ છે. એ ધરમશાલાની અંદર સુવા સારૂં મજબુત કોચો, બીછાંણાં, અને ટકીયા, સાથે રાખેલાછે. જમવા સારૂં ટેબલો અને ખુરસીઓ વીગેરે ફરનીચર હાલમાં મજબુત બનાવતનું કરી મેલયુંછે. પકાવવાનાં ત્રાંબાના વાસંણો, તયાં પુરાં પાડવામાં આવેછે અને પહરાંણાઓનાં સુખ સારૂં દરેક રીતની સગવડ કરવામાં આવેલીછે. એ ધરમશાલાનાં મકાંનનો ઉપયોગ દર સાલ ઘણાં જરથોસતીઓ કરેછે અને જેઓ બંગાલાનાં ભાડાં આપવાને સામરથવાંન નહી હોય તેઓને એ મકાંન ખચીત ઘણું ઉપયોગી થઇ પડેછે. ગરમીની મોહસમમાં તે હંમેશ ચીકાર ભરાયલું હોયછે ને ઘણીવાર બીજાઓને જગા નહી મલવાથી નાસીપાશ થઇ પાછું જવું પડેછે. એ ધરમશાલાની પાછલી બાજુ તલાવની તરફ, એક મોહોટો વરંદા છે, જયાં બીજી જાતનાં મુસાફર લોકોને ઉતરવાની છુટછે. હીયાં જતાં આવતાં ગાડાંઓ છુટેછે, તેથી ઘણું કરી ધરમશાલા નજદીક વસતી રેહેછે, અને બજાર નજદીક હોવાથી સરવે ચીજ જોઇયે તે વખતે મલી શકેછે. એ ધરમશાલાનો આશરો લેનારા જરથોસતીઓને પાંણીની ટાંનથી ઘણી અગવડ શોશવી પડતી હતી, તે હાલના ટરસટી સાહેબોએ મટાડીછે અને એક કુશાદે કુવો ધરમશાલાની પછવાડેનાં કંપાઉંડમા સને ૧૮૯૨ નાં સાલમાં બંધાવી આપયોછે.



# ખંડાલાના બંગલાઓ.

| | બંગલાના નામો | ધણીના નામો | |
|---|---|---|---|
| ૧ | જી. આઈ પી રેલવેનો બંગલો | જી આઈ પી રેલવે કંપની | એજંટ સાહેબના વપરાસમા |
| ૨ | લિનડસ એનડ | શેઠ બેરામજી જીજીભાઈ સી એસ આઈ | ધણીના વપરાસમા |
| ૩ | સેંટ ઝેવીયર સેની ટેરીયમ | સેંટ ઝેવીયર કોલેજ મુબઈ | ધણીના વપરાસમા |
| ૪ | | નવાબ ફ્રેફેલ મુલક બાહાદુર | ધણીના વપરાસમા |
| ૫ | કાનવેલેસંટ હોમ | યુરોપીયન જનરલ હાસપ ટલ | ધણીના વપરાસમા |
| ૬ | ખંડાલા હાટેલ | બાઈ પીરોજબાઈ શાપુરજી બાટલીવાલા | |
| ૭ | ” ” | ” ” | |
| ૮ | આકટેગન | ” ” | |
| ૯ | જીવાજી વીલા | મીo જીજીભાઈ જીવાજી માણેકજી | |
| ૧૦ | હીના વીલા | મીo નવરોજજી જીવાજી માણેકજી | |
| ૧૧ | વીક્ટોરીયા લાડજ | મીo નવરોજજી જીવાજી માણેકજી | |
| ૧૨ | બેલ વયુ | મીo શાપુરજી જીવાજી માણેકજી | |
| ૧૩ | મીસતરી બંગલો | મીo રૂસતમજી બમનજી મીસતરી | |
| ૧૪ | કેસીફ્ટન વીલા | મીo મનચરજી દારાબજી ઈજનર | |
| ૧૫ | ડયુકસ રીતરીટ | સર જમશેદજી જીજીભાઈ બારોનેટ | ધણીના વપરાસમા |
| ૧૬ | બેલમાટ | મીo હોરમારજી અo હોરમારજી | ધણીના વપરાસમાં |
| ૧૭ | | મીo ગણપતરાવ ભાસકરજી | ધણીના વપરાસમાં |
| ૧૮ | | મીo રગુપાતી | |
| ૧૯ | ધી પીક | મીo ભાઈશંકર નાનાભાઈ સોલીસીટર | |
| ૨૦ | ધી તેરેસીસ | ” ” | |
| ૨૧ | લેક વયુ | ” ” | |
| ૨૨ | | બાઈ જીવુબાઈ નશરવાનજી | |
| ૨૩ | | ” ” | |
| ૨૪ | કોપસેક | મીo દીનશા ધનજીભાઈ દાવર બારીસ્ટર | ધણીના વપરાસમા |
| ૨૫ | સુના કાકા | મીo જીજીભાઈ જીવાજી માણેકજી | |
| ૬ | સવીસ કાટેજ | મીo દીકસન | |
| ૭ | મીઠી લાડજ | મીo નાનાભાઈ બરજોરજી બાટલીવાલા | |
| ૮ | હીરા વીલા | ” ” | |
| [illegible] | | મીo હીલ | |
| [illegible] | | ” ” | |
| ૧ | પબાની વીલા | મીo લખા ઈબરામ | |

| | બંગલાના નામો | ધણીના નામો | |
|---|---|---|---|
| ૩૨ | પંચકી હાઉસ | મીં૦ મંચેરજી જમનજી પંચકી | |
| ૩૩ | અરજ ગરવસ | મીં૦ સમરસ | |
| ૩૪ | રાઝ કોટેજ | „ „ | |
| ૩૫ | | મીં૦ સમરસ જુનીપર | |
| ૩૬ | | મીં૦ સમરસ ડ | |
| ૩૭ | | મીં૦ સોરાબજી દાદાભાઈ | ધણીના વપરાસમાં |
| ૩૮ | સેંટમેરીઝસેનીટેરીયમ | સેંટ મેરીઝ કાલેજ, મુંબઈ | ધણીના વપરાસમા |
| ૩૯ | | હ જી જેનરલ આબેદીન | ધણીના વપરાસમાં |

ખંડાલાની ઠંડીની મોસમ તા૦ ૧ લી અકટોબરથી શરૂ થઈ તા૦ ૩૧ મી ડીસેમબરે ખલાસ થાયછે

ગરમીની મોસમ તા૦ ૧૫ મી મારચે શરૂ થઈ તા૦ ૧૦ મી જુને ખલાસ થાયછે



# ખંડાલામાં એક દવાખાનાની અગત.



માહાબલેશવર અને માથેરાનની સીતલ ટેકડીઓની દેખરેખ કરવા તથા તયા જતા પહરાણાઓની અને તયાના રહીશોની સુખસાનતી તરફ ધયાન પોહોચાડવા સારૂં આપણી માયાલુ સરકાર તયા સરજન અથવા સરજન મેનજરની પદવી ધરાવનાર અંગરેજ ડાકટરોની નેમણુક કરે છે. એ ડાકટરોને તયાના સુપરીનટેનડંટ તરીકે ઓલખવામા આવે છે, જેઓને માજીસટરેટનો અખતીયાર પણ આપવામા આવે છે. તયા ઇસપીટાલ તથા દવાખાનું અંગરેજ સરકાર પોતાને ખરચે રાખી ગરીબ માણસોને દવાદારૂ વીગેરે મફત પુરૂં પાડે છે. ખંડાલા જેવી આબો હવાવાલી અને સીતલ ટેકડીને સરકારે એ બાબદસર શું કારણસર વીસારી મેલી હશે તે ખબર પડતી નથી. ખંડાલામા એક દવાખાનાની અતીશય અગતછે એમા કશો શક નથી, કારણ બીમાર શખસો હવા ફેરબદલ કરવા જયારે ખંડાલાનો લાભ લેવા આવેછે તે વખતે ડાકટરની ગેરહાજરીમા તેઓને બહુ શોશવું પડેછે અને તે કારણસર કેટલાએક બીમારોને ખંડાલા છોડી જવાની ફરજ પડે છે. હમારી જાણમાછે જે આએ અડચંણ દુર કરવા સારૂં મરહુમ પેહેલા શેઠ બેહેરામજી જીજીભાઇ C. S. I. જેઓ એ ટેકડીના

એક શોકીન હતા તેઓએ એક લમબાણ કાગજ સરકારને લખી એક દવાખાનું ઉઘાડવાની માંગણી કીધી હતી, અને કેટલીએક અગતની સુચનાઓ દરસાવી હતી પણ દલગીરીની વાત છે જે સરકારે તે માંગણી સવીકારી હતી નહી. શેઠ બેહેરાંમજીની માંગણી એ હતી જે અગરજો અંગરેજ સરકાર ખંડાલામાં એક દવાખાનું ઉઘાડી તયાં આસીસટંટ સરજનની નેમણુંક કરે અને તે સરજનને જો બનતું હોય તો માજીસટરેટનો અખતીયાર આપે તેમજ દવાખાનાંનો જાથુકનો નીભાવ સરકાર પોતે કરેતો તેઓ તેવા નીભાવને માટે રૂ૧૦૦૦૦) ની ૪ ટકાની સરકારી પરાંમીસરી નોટો આપવાને તઇયારછે, તે એવી સરતે કે નોટો અનાંમત રાખી ફકત વીયાજ ખરચ માટે વપડાસમાં લીયે. સરકારે એ માંગણીના જવાબમાં શેઠ બેહેરાંમજી જીજીભાઇની ઉદારતા તથા ગરીબો તરફની દીલશોજીને ઘટતા શબદોમાં વખાંણી હતી, અને દલગીરી સાથે લખયું હતું જે થોડેજ છેટે લાંનોલીમાં એક દવાખાનું હોવાને લીધે સરકાર લાંનોલી અને ખંડાલા, બે બાજુપર દવાખાનાં કાહાડી શકતી નથી અને ખંડાલામાં દવાખાનાંને લાયકની ઇમારત પણ તઇયાર નથી. શેઠ બેહેરાંમજી આએ જવાબથી નાંઉમેદ થયા નહી પણ સરકારને પાછું લખી દેખાડી આપયું જે લાનોલીમા રેલવે કંપનીવાલાઓનું દવાખાનુંછે પણ ખંડાલામાં તે નહી હોવાને લીધે લોકોને બેહદ અડચંણ ખમવી પડે છે. અગરજો સરકારને ઇમારતનો વાંધો લાગતો

હોય તો તે ખરીદવા અથવા બાંધવા બીજા રૂ૫૦૦૦) એટલે એક દર રૂ૧૫૦૦૦) આપવા તેઓ રાજી છે તયાર બાદ અરસપરસ કાગળ પતરેનો વેહેવાર તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૮૮ ને દીનથી સહુરૂ થયો હતો તેનો નીવેડો તા૦ ૨૮ મી જુલાઇ ૧૮૯૦ ને દીને આયો હતો જે વખતે શેવટનો જવાબ શેઠ બેહેરામજી જીજીભાઇને સરકાર તરફથી નીચે પરમાણે મલીયો હતો —

No 2982 of 1890

GENERAL DEPARTMENT

BOMBAY CASTLE *28th July 1890*

To

BYRAMJI JIJIBHOY ESQUIRE C S I.

SIR,

With reference to the correspondence ending with my letter No 4870, dated 23rd November last I am directed to state that Government recognize your benevolent spirit but do not feel able to accept your generous offer on the terms proposed. Government would not be justified by the circumstances of Khandala in accepting the responsibility of keeping up a dispensary there as well as at Lonavla.

I have the honour to be,

Sir,

Your most obedient servant

(Sd) J DEC ATKINS,

*Acting Under Secretary to Government.*

